# પ્રાર્થનામાળા અને ભજન

પ્રકાશક,

સોમાલાલ છગનલાલ મહેતા.

સ્વ. શેઠ મફતલાલ છોટાલાલ-ઉનાવાવાના સ્મરણાર્થે

# પ્રાર્થનામાળા અને ભજન



વિ. સં. ૧૯૮૯ ] :: [ ઈ. સ. ૧૯૩૩

પ્રકાશક,

સોમાલાલ છગનલાલ મહેતા.

[ અમૂલ્ય ]

પુસ્તક મળવાનું ઠેકાણું

**સોમાલાલ છગનલાલ મહેતા**

વાયા કલોલ   ઉનાવા (બાલવા)

ઉત્તર-ગુજરાત





અમદાવાદ—પાનકોર નાકે ધી "ઓરીએન્ટલ" પ્રી. વર્કસમાં
ઇશ્વરલાલ મોતીલાલે છાપી.

# પ્રસ્તાવના



નૂતન યુગના ત્વરિત ગતિએ બદલાતા અવનવિન રંગોમાં, વિશ્વની ગંભીર ગડમથલોમાં, એકાએક આવી પડતી આપત્તિઓમાં માણસ માત્રને સાચો દિલાસો આશ્વાસન અને ધૈર્ય આપનાર, પૃથ્વીને અને સ્વર્ગને જોડનાર સાંકળ તે પ્રભુ પ્રાર્થના છે. આ પુસ્તિકામાં પ્રાર્થના મોટેના કેટલાક શ્લોકો, સ્તવનો, સ્તોત્રો અને શ્રીમદ્ ભગવદ્ ગીતા આપવામાં આવેલ છે જેના અભ્યાસ અને મનનથી પવિત્રતા અને શાંતિ સુલભ થશે. ખાસ કરીને વૈષ્ણવ સંપ્રદાયનાં અને સાધારણ રીતે દરેક સંપ્રદાયનાં ભાઈ બ્હેનોને ઉપયોગી એવાં એ પ્રાર્થના માટેનાં પુષ્પોની સૌરભ સર્વને કલ્યાણ પ્રદ બનશે. સાથે સાથે કેટલાંક હૃદય સ્પર્શી બોધજનક પદો, ભજનો પણ આપવામાં આવેલાં છે જે કંઠાગ્ર કરી વારંવાર ગાવાથી તે પદોમાં રહેલું અર્થગાંભીર્ય અને સદુપદેશનો અનુભવ સ્હેજે સુલભ થશે, સંસારના ત્રિવિધ તાપોથી ત્રાસેલા મનને ખૂબ સાંત્વન પ્રાપ્ત કરી શકાશે.

દેવ નહિં પણ માનવ, આપણા જેવોજ આપણા જેવી જ અભિલાષાઓ ત્રુટીઓવાળો માનવ દ્રઢ સંકલ્પ કરે અને કર્તવ્યમાં લીન બને તો આ લોક અને પરલોકનું શ્રેય સંપાદન કરી શકે. આવાજ એક માણસ અને એક વખતના મ્હારા મિત્ર સ્વ૦ શેઠ શ્રી મફતલાલ છોટાલાલ જેમના સ્મરણાર્થે આ પુસ્તિકા પ્રસિદ્ધ કરવામાં આવે છે તેમની

જીવન રેખા આપવામાં આવેલી છે. વાંચનારને તે ઝીણવટથી વાંચી જતાં જીવનનો મર્મ સ્હેજે સમજાઇ જશે.

અંતે શ્રીમદ્ ભાગવતના એકાંદશ સ્કંધમાં શ્રી દત્તાત્રય મુનીએ કહ્યું છે તેમ:-

**अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यो कुशलो नरः ।**
**सर्वतः सार मादद्यात्पुष्पोभ्यः इव षट्पदः ॥**

કુશળ મનુષ્યે સર્વ નાના મોટા શાસ્ત્રમાંથી પુષ્પથી ભ્રમરની પેઠે સાર ગ્રહણ કરવો.

ઉનાવા (કલોલ) | સોમાલાલ મ્હેતા.





સ્વ. શેઠશ્રી મગનલાલ છોટાલાલ-ઉનાવા.

જન્મ　　　　　　　　　　નિર્વાણ

# સ્વ૦ શેઠ શ્રી. મફતલાલ છોટાલાલનું

# જીવન ચરિત્ર.

**स जातो येन जातेन याति वंश समुन्नतिम् ॥**

જેના જન્મથી વંશની ઉન્નતિ થાય તેજ જન્મ્યો ગણાય.

એક દ્રષ્ટિએ વ્યક્તિ એ સમષ્ટિના પ્રતિરૂપ છે. જેમ સમસ્ત જગતમાં ઉન્નતિ, અવનતિ, ચઢ, ઉતર, ઉદય અને અસ્તની ઘટમાળ નિરંતર ફર્યાજ કરે છે, દૈવનાં ચક્રો અવિરત ગોળગોળ વર્તુલમાં ભ્રમણ કરતાંજ રહે છે, તેજ મુજબ વ્યક્તિના જીવનમાં પણ બન્યાજ કરે છે. દરેક વ્યક્તિને પોતાની નાનકડી દુનીયા હોય છે. આ દુનિયામાં પણ વિરાટ જગતની જેમ ઉપરોક્ત ફેરફારો ચાલુજ હોય છે. એક સમયે આ નાનકડા જગતની પ્રતિભા, ઓજસ અને ઉન્નતિ બાહ્ય જગતને આંજે તેવી હોય છે ત્યારે અન્ય સમયે અંધકારનાં આવરણો એ ઝગઝગાટ તેજને ઢાંકી દે છે-જેમ રાહુ સૂર્યને આવરે છે તેમ.

પરન્તુ આ અંધકારના ઓળાઓને છિન્નભિન્ન કરનાર દુઃખનાં પડળોને ફાડી નાંખનાર,—પોતાનાં, પોતાના કુટુંબનાં, પોતાના ગામનાં કે કેટલીક વ્યક્તિઓ માટે એથી પણ વધારે વર્તુલમાંના સંકટોને અદૃશ્ય કરનાર એકાદ વ્યક્તિ જન્મ ધારણ કરે છે. આવી વ્યક્તિઓ જન્મથીજ દૈવી

ગુણોથી વિભૂષિત હોય છે. જેના જન્મથી મહારાજા કવિશ્રી-જયદેવે **गीत गोविंद** માં કહ્યું છે તેમ **जयति ते ऽधिकं जन्मना जगत् ॥** તેમ નાનકડી સૃષ્ટિમાંના એકાદ મહાન પુરૂષના જન્મથી તેની નાનકડી દુનીયા અધિક જય પામે છે. આવી વ્યક્તિ વિરલ હોય છે. તેઓ તેમની આ જગત પ્રત્યેની ફરજ અદા કરીને ધાર્મિક ઝડપથી ફરજ મૂક્ત થઈ અનંતતામાં મળી જાય છે.

ઉનાવાના શેઠ શ્રી. છોટાલાલ ગુલાબચંદને ત્યાં આવીજ એક વિરલ વ્યક્તિનો જન્મ સંવત ૧૯૫૨ના પોષ સુદ ૧૨ ને દિને થએલો. આપણી પૌરાણિક આખ્યાયિકાઓમાં એ વાર્તાઓ સુવિદિત છે કે મહાન વ્યક્તિના જન્મથી-દેવો પુષ્પ વૃષ્ટિ કરતા, અપ્સરાઓ, ગંધર્વો ગાન કરતા અને સર્વ સ્થળે આનંદમય વાતાવરણ છવાઇ જતું.

આપણા ચારિત્ર્ય નાયક શ્રી. મફતલાલનો જન્મ તેમના માતપિતાના નાનકડા જગતમાં અપૂર્વ ઉત્સાહ-ઉમંગ અને આનંદકારક થઇ પડયો. દૈવી ગુણો યુક્ત બાળકનો જન્મ આનંદકારકજ હોય છે. એ નાનકડા ગામ નારોલામાં પણ સર્વે આ વધાઇ સાંભળી રાજી રાજી થઇ ગએલાં. ગામનાં નરનારીઓ ટોળેટોળાં વળીને શેઠ છોટાલાલને અભિનંદન આપવા-તેમને આનંદ કરાવવા આવતાં અને શેઠ છોટાલાલે પણ તે વખતે પોતાની શક્તિ પ્રમાણે પુણ્યદાન કરેલાં. બાળકો-પુત્ર કે પુત્રીનો જન્મ થવો એ એક સાધારણ બાબત છે ત્યારે એકાદ બાળકના જન્મથી સમસ્ત ગામ આનંદના હીંડોળે હીંચે છે તેનું મૂખ્ય કારણ એ હોય છે કે

પ્રથમ તો તે પૃથ્વીપર અવતરનાર બાળકની દિવ્યતા-બીજું તે બાળકનાં જન્મદાતા માતાપિતાના સદ્‌ગુણો. શેઠ મફતલાલનાં માતા તથા પિતા એવાં સદ્‌ગુણી છે—એવાં પરોપકારી છે—એવાં પરગજુ તથા પરહિત કરવામાં તત્પર રહેનાર છે કે તેમણે ઉપરોકત ગુણોવડે સમસ્ત નારોલા ગામનો પ્રેમ સંપાદન કરી લીધેલો. આજે જ્યારે એ ગામની સાથેનો સંબંધ ઓછો થઈ ગયો છે ત્યારે પણ એ ગામનાં સ્ત્રી પુરૂષો પહેલાંના જેટલોજ પ્રેમ આ ઉદારચરિત્ કુટુંબ પ્રત્યે રાખે છે—તેઓ આ કુટુંબના હર્ષવર્ષણ અબ્ધિમાં પુનિત થએલાં છે. શ્રીમદ્ ભગવદ ગીતામાં કહ્યું છે કે પુણ્યવાન મહાનુભાવોનો જન્મ પવિત્ર ગૃહે થાય છે. શેઠશ્રી૰ છોટાલાલ અને તેમનાં ધર્મપત્નિ બન્ને વૈષ્ણવ સંપ્રદાયનાં હોઈ પૂર્ણ ભકિતભાવથી દેવ–પૂજા, પ્રભુ–સ્તવન કરે છે. આંતર અને બાહ્ય શુદ્ધિ આચરે છે. આજે પણ ઉનાવા ગામના તેમના આલિશાન બંગલાની નજીકથી પસાર થનાર વ્યકિતઓને સવાર સાંજ શેઠ છોટાલાલ તરફથી ભાવભર્યા હૃદયથી થતાં સ્તવનો સાંભળનારને પણ ઘડીભર પ્રભુભકિતમાં લીન કરે છે.

આપણા ચારિત્ર્ય નાયક બાલ મફતલાલ-પુત્રનાં લક્ષણ પારણામાંથી એ ન્યાયે પોતાની કાલીઘેલી બોલીથી સર્વને રાજી રાજી કરતા. છેક નાનપણથીજ ધર્મચુસ્ત માતપિતાના ધર્મના સંસ્કારો તેમનામાં પડેલા તેમને બોલતાં આવડયું ત્યારથી નાનકડા બે હાથ જોડી માતપિતાની સાથે પ્રભુ ભજનમાં સામેલ થતા. રમત ગમતમાં પણ તેઓ કોઈ

અનોખીજ ભાત પાડતા. ગામડાનાં અન્ય કોમનાં અનેક બાળકોમાં આ બાલક પોતાના સ્મિતભર્યા કાન્તિવાળા વદનથી, ગૌર વર્ણથી અને સ્નેહાળ વર્તનથી બાળકોમાં અતિપ્રિય થઈ પડેલા. પિતાની નાનકડી દુકાનમાંથી પિતાની રજાથી ઘણીવાર તેઓ ભૂખ્યાં થએલાં બાળકોને ખાવાનું આપી રાજી રાજી કરી મૂકતા. ગામનાં માણુસો તો આ બાળકને રમાડતાં થાકતાંજ નહિ. આમ છેક નાનપણુથી શેઠ મફતલાલનો પરોપકારનો–પ્રેમનો ગુણુ અગાડી ઉઠતો.

પાંચ વર્ષની વય થતાં તેમને નિશાળે મૂકવામાં આવ્યા કેટલાંક નાનાં ગામોમાં નિશાળો હોતી નથી તેથી અભ્યાસ કરવા ઇચ્છનાર બાળકે નજીકના ગામોની નિશાળે જવું પડે છે. કેટલાંક ગામોમાં પ્રાથમિક ત્રણ ચાર ધોરણુ-વાળી શાળાઓ હોય છે એથી વધુ અભ્યાસ કરવા ઇચ્છનાર બાળકોને દરરોજ ત્રણુ ત્રણુ કે ચાર ચાર માઇલ ચાલીને મોટા ગામે અભ્યાસ કરવા જવું પડે છે. શ્રી. મફતલાલને પણુ દરરોજ નારોલાથી નજીકના વડુ ગામે અભ્યાસ કરવા જવું પડતું. અભ્યાસમાં પણુ તેમણે પોતાના શિક્ષકોનો પ્રેમ સંપાદન કરી લીધેલો. દરેક વિષયમાં તેઓ ખુબ લક્ષ આપતા અને નમ્રતાથી પોતાને અડચણો જણાતી તે શિક્ષ-કોને બતાવતા. એટલુંજ નહિં પણુ તોફાનમાં તો તેઓ કદીએ ભાગ લેતા નહિં. તેમ છતાં શાળામાં વિદ્યાર્થીઓની ટુકડીઓ પડતી તેમાં તેઓ હમેશાં ન્યાયનો પક્ષ લેતા. આમ છેક નાનપણુથીજ તેમનામાં ન્યાયપ્રિયતા તો હતીજ. હજી પણુ તેમના શિક્ષકો એ બાળક વિદ્યાર્થી મફતલાલને

યાદ કરે છે કે બાળપણથીજ આવી રીતે તેઓ પ્રતિભા સંપન્ન, કાર્યદક્ષ અને ન્યાયી હતા. આ વડુ ગામે તેઓએ ગુજરાતી અભ્યાસ પુર્ણ કર્યો ત્યારબાદ તેમની ઇચ્છા અંગ્રેજી અભ્યાસ કરવાની ખાસ જણાતાં તેઓ તે માટે કડી ગયા.

કડીની હાઇસ્કુલમાં દાખલ થયા. અહીં પણ તેમણે શિક્ષકો, વિદ્યાર્થીઓ વગેરેનાં મન સંપાદન કરેલાં. તેઓશ્રી અભ્યાસમાં જેટલા હોંશિઆર હતા તેટલાજ ચાલાક, વર્ગના નિયમનમાં પણ હતા. વર્ગના શિક્ષકોને કાંઈ કામકાજ હોય અને વર્ગ બહાર જવું પડે તો તેઓ આખા વર્ગને બરાબર નિયમનમાં રાખી શકતા. તેમના આ અભ્યાસ દરમ્યાન તેમની શાળામાં એક વખતે ઓચીંતા એક નિરીક્ષક આવી પહોંચ્યા. વર્ગ શિક્ષક શાળાના કામે બહાર ગયા હતા તે વખતે હેડમાસ્તરે કહેલું કે કાંઈ ફીકર નહિ. "વર્ગ શિક્ષક બહાર ગયા છે પણ મી. મફતલાલ શાહ છે ને ?" આ એકજ વાક્ય ઉપરથી શ્રી૦ મફતલાલ ઉપર શાળાના મુખ્ય શિક્ષકોનો કેટલો પ્રેમ અને ઇતબાર હતો તે સ્પષ્ટ જણાઇ આવશે. અભ્યાસ દરમ્યાન વારંવાર તેમણે પારિતોષિકો અને શિક્ષકોના ધન્યવાદ મેળવેલા. પરન્તુ આ વિદ્યાપ્રેમી બાળકને માટે પ્રભુએ કોઇ બીજાજ ક્ષેત્રની તૈયારી કરવા ધારેલી. આ બાળકને બી. એ. અગર એમ. એ. થઇને કોઈ શિક્ષક અગર તો પ્રોફેસર બનાવવાનો પ્રભુનો નિર્ધાર ન હતો. તેને તો એક શાહ સોદાગર અનેકનું ભરણ પોષણ કરનાર, અનેકનો તારણહાર, પરોપકારી શેઠીઓ સર્જવાનો, સર્જનહારનો મંગાદો હતો.

અનેક વિદ્યાર્થી-મિત્રો, શિક્ષકો અને સ્નેહીઓના આશ્ચર્ય અને દીલગીરી વચ્ચે શ્રી. મફતલાલે-હજી તો ગઈ કાલેજ અંગ્રેજી પાંચમા ધોરણનો અભ્યાસ સંપૂર્ણ કર્યો હતો. ત્યાંતો તેમને એકાએક અભ્યાસ છોડી દેવો પડયો. તેમનું કુટુંબ તેમની સેવાઓ માગી રહ્યું હતું. શ્રી. મફતલાલે ભાવિ ઝળકતી કારકીર્દિનાં સ્વપ્નાં સેવ્યાં હતાં, ઇંગ્રેજી અભ્યાસ કરી કાંઇ કાંઈ કરી નાંખવાના મનોરથો ઘડયા હતા. પરન્તુ દૈવની યારી વિના, નશીબની સહાયતા વિના કયા મનુષ્યની ધારણાઓ સફળ થાય છે? તેમણે પોતાની જાતનું ગમે તે થાઓ પણ પહેલાં કુટુંબ પ્રત્યેની ફરજ બજાવવીજ રહી એમ વિચારી અભ્યાસને તિલાંજલી આપી, પોતાને ઘેર આવી ઘરના કામકાજમાં પડી ગયા. આ સંબંધે મ્હારે તેમની સાથે કેટલીકવાર વાતચીત થએલી. "તમોએ જો અભ્યાસ જારી રાખ્યો હોત તો હિંદુસ્તાનના એક પ્રખ્યાત વ્યાપારી થયા હોત" એમ હું તમને ક્હેતો ત્યારે તેઓ જણાવતા કે 'પ્રભુની મરજી હોય તેમ બને છે' અને પછી એક દાખલો આપતા કે 'આફ્રીકામાં વસતા એક ગરીબ યુવકને તેના કાકા તરફથી તાર મળ્યો કે તેણે એકદમ દેશમાં ચાલ્યા આવવું કેમકે તેના ધનાઢ્ય કાકાની સ્થિતિ ઘણીજ બીમાર છે અને જો વખતસર આવી પહોંચે તો બીજાઓ ખટપટ કરે તે પહેલાં તેને અઢળક સંપત્તિનો વારસ બનાવી શકાય. તે યુવક એકદમ ઉતાવળ કરી સ્ટેશને પહોંચ્યો તો ટ્રેન ઉપડી ગએલી. બીજી ટ્રેનથી દુરના બંદરે પહોંચ્યો તો સ્ટીમર જતી રહેલી, હતાશ થઈને તે પાછો ફર્યો અને ગરીબનું નશીબ ગરીબ એમ નિશ્વાસ નાંખવા

લાગ્યો. 'હશે પ્રભુની મરજી' એમ મન મનાવવાના પ્રયત્નો કરવા લાગ્યા. બીજે દિવસે તેણે છાપાંઓમાં વાંચ્યું કે હિંદ આવવા મોમ્બાસાથી ઉપડેલી સ્ટીમર 'ઝાંસીની રાણી'ને ભયંકર અકસ્માત નડયો છે. અને તે દરીઆને તળીએ બેઠી છે. આ સ્નાનના સમાચાર સાંભળી પેલા યુવકને કેટલો હર્ષ પોતાની જાતને માટે થયો હશે તેની કલ્પના તમોજ કરો. પાછળથી તે યુવક જ્યારે હિંદ આવ્યો ત્યારે તેનો કાકો શરીરે સાજો થઇ ગયો હતો અને તેણે જાતેજ આ ભાગ્યશાળી યુવકને પોતાનો વારસ બનાવ્યો' આમ પ્રભુ જે કરે તે સારા માટેજ કરે છે તેની ઇચ્છાને માન આપી ગીતા ધર્મ પ્રમાણે નિષ્કામ કર્મ કરે જવું એમ તેઓ ઘણીવાર કહેતા.

અભ્યાસ છોડીને ઘેર આવ્યા બાદ થોડા સમયમાંજ તેમનું લગ્ન ઉંવારસદ ગામે સંવત ૧૯૭૦ના માગશર સુદ ૧૫ ને દિને પૂર્ણ ઉત્સાહ અને ઉમંગથી કરવામાં આવેલાં. તેમનાં પત્નિ શ્રીમતી મોતીબેન એ ખરેખર નામ પ્રમાણેનાંજ ગુણોવાળાં સન્નારી છે. શ્રીમતી મોતીબેનનો જન્મ સંવત ૧૯૫૭ ના જેઠ સુદ ૧૧ થએલો. શરૂઆતમાં તેમના પિતાશ્રીની છત્રછાયા નીચે ગુજરાતી અભ્યાસ માત્ર બેજ ચોપડીઓનો કરેલો. તેમાં તેમણે પાછળથી ઘણોજ વધારો કયો છે. પરન્તુ આ અભ્યાસ કરતાં તેમણે દુન્યવી બાબતોનો જેને આપણી ભાષામાં વ્યવહારૂ કહીએ છીએ તે અભ્યાસ ઉંડો કર્યો છે. શ્રી. મોતીબેન એટલે બુદ્ધિશાળી, કુનેહવાળાં સન્નારી શ્રી. મોતીબેન સમાં પત્નિ શ્રી૦ મફતલાલભાઇને મળવા-

થીજ તેઓ વ્યાપારના ક્ષેત્રમાં આગળ વધી શકયા છે એમ એમના સેંજ પરિચયમાં આવનાર દરેક જણ કહેતું. તેઓ પોતાના પતિની ઘણીજ કાળજી રાખતાં, વ્યવહારનાં કાર્યો બાહોશીથી કરતાં, પોતાના સાસુ સસરાની સેવા કરતાં, પોતાના દિયરોને કોઇ વાતે ઓછું ના આવે અને તેઓ સુખી થાય તે જોતાં. પોતાનાં સંતાનોને કેળવવા–સદ્ગુણી બનાવવા ખૂબ જહેમત ઉઠાવતાં અને હજી પણ તેમના એ કુટુંબ પ્રત્યેની સેવાતો ચાલુ છે. શ્રી૦ મફતલાલભાઈના કૌટુંબીક જીવનના શરૂઆતના દિવસો આર્થિક સ્થિતિએ સંતોષકારક નજ ગણાય. તે વખતે પણ શ્રીમતી મોતી બ્હેને કોઇને જરાએ ઓછું આવવા દીધું નથી અને પોતાનો વ્યવહાર કુશળતાથી નિભાવી ગરવી ગુજરાતણ બની પોતાનાં માતા પિતાના કુળને તથા શ્વસુરપક્ષના કૂળને દિપાવ્યું છે. સાધારણ રીતે એમ બને છે કે હલકા કુળની અર્થાત્ ઓછા સદ્ગુણવાળી સ્ત્રી એકદમ સાધન સંપન્ન બનતાં અભિમાની બની જાય છે અને તુમાખી બની પોતાનાં સ્વજનોને દુઃખી કરે છે પરન્તુ આ સદ્ગુણી શ્રીમતી મોતીબ્હેનનામાં અભિમાનનો અંશ માત્રપણ નથી. જેમ જેમ તેઓ વધુ લક્ષ્મીવાન બનતાં ગયાં છે તેમ તેમ વધુ નમ્ર થતાં ગયાં છે. **नमन्ति कुलिनो जनाः ॥** એ ઉકિત એમણે અને એમના પતિ શ્રી. શેઠ મફતલાલે સાચી પાડી બતાવી છે. આવી સદ્ગુણી સ્ત્રીના પતિપ્રત્યેના પ્રેમમાં તો પૂછવુંજ શું ? ટુંકાણમાં પતિ પરાયણા સન્નારી તરીકે, કૌટુંબિક જીવનની ધુરા વહનાર ગૃહીણી તરીકે અને કોઇની પણ સ્પૃહા રાખ્યા

સિવાય સત્ય બાબત સ્પષ્ટ કહી દેનાર તરીકે આજે સર્વે એમને પીછાને છે.

નારોલામાં તેમના પિતાના હાથનીચે વ્યાપાર વિષયક શિક્ષણની થોડો સમય તાલીમ લીધી. ગામડાંના વ્યાપારનું નિરીક્ષણ કર્યું. તેમણે જોયું કે ગામડું એ વ્યપારી ક્ષેત્ર નથી. બીચારા ખેડુતો પોતાના લોહિના બિંદુ ખરચી નાંખીને જે મોંઘો મોલ નીપજાવે એતો નિર્દયતાનું કામ છે. આ લોકોને તો ઉલટી પૈસા ટકા સંબંધે સારી મદદ કરવી જોઇએ. તેમણે પોતાના પિતાશ્રીની ગામડીઆ સાથેની ઉદાર નીતિ જોઈ ઘણોજ આનંદ થયો. પરન્તુ તેમને તો ખૂબ પૈસા મેળવી જાતે સુખી બની કુટુંબને ઉન્નત બનાવી પોતાના ગામનો જ્ઞાતિનો અને બની શકે તેટલાં માણસોની ઉન્નતિમાં પોતાનો ફાળો આપવો હતો તેથી માતા પિતાની રજાલઈ સંવત્ ૧૯૭૩ની સાલે પુના ગયા. પુનામાં પ્રથમ વારજ તેમને શહેરોના વ્યાપારી ક્ષેત્રનો તેમને પ્રથમવારજ પરિચય થયો. તેઓ એક વ્યપારીને ત્યાં નોકરીએ રહી ગયા. બારમાસ અનુભવ મેળવ્યો. પરન્તુ એ સ્થળ તેમને અનુકૂળ ના આવતાં પોતાના વતનની નજીક અમદાવાદ આવ્યા. અમદાવાદ શહેર—પુરાતન શહેરો પૈકી માત્ર આ એકજ શહેર તેના ભૂતકાળની પ્રતિભા, તેજ અને સૌંદર્ય જાળવી શક્યું છે. અમદાવાદ, ગુજરાતના પાટનગરનું પોતાનું સ્થાન હજી પણ જાળવી રહ્યું છે. એ પાટણનગરમાં તેમણે બાર માસ એક પેઢીમાં નોકરી કરી અને જુદા જુદા વ્યાપારો કેમ થાય છે ? કેવી રીતે માલની આપ લે થાય છે ? વ્યાપારીઓને

કઇ રીતે નફો થાય છે. અગર તો ખોટ, સહન કરવી, પડે છે ? તે દરેક બાબતોનો બારીકાઇથી દ્રઢ અભ્યાસ કર્યો અને ત્યાર પછી સં. ૧૯૭૫માં પાછા મુંબઇ તરફ પ્રયાણ કર્યું. તેમણે પુના અને અમદાવાદના ઉત્તર અને દક્ષિણ છેડા વચ્ચેના મુંબાઇનેજ પોતાના ભાવિજીવનને ઉન્નત કરનાર ક્ષેત્ર તરીકે પસંદ કર્યું. તેમણે જોઇ લીધું કે સમસ્ત મુંબાઇ ઇલાકાની અથવા તો સમસ્ત હિંદની વ્યાપારી ક્ષેત્રની ચાવી તો મુંબાઇજ છે. ચોરાશી બંદરના વાવટા તો ત્યાંજ ફરકે છે. મુંબાઇ સં. ૧૯૭૫ માં આવ્યા ત્યારથી એકદમ સ્વતંત્ર વ્યાપારમાં ના ઝંપલાવતાં ઘણાજ જુજ પગારે નોકરી રહી ગયા. સને ૧૯૮૧ સુધી નોકરી સાથે થોડો થોડો સ્વતંત્ર વ્યાપાર પણ કરતા. ત્યારબાદ તેમાંથી મેળવેલા વિશાળ અનુભવથી સ્વતંત્ર વ્યાપાર કરવા લાગ્યા તેમના તે વખતના શેઠ શ્રી૦ નાથાલાલ બહેચરદાસ જેઓ મીયાંગામના વતની છે તેઓ શ્રી૦ મફતલાલ પ્રત્યે ખુબ પ્રેમ રાખતા અને તેમના કામથી હમ્મેશ ખુશ રહેતા. તેમની હોંશીઆરી, વ્યાપારી બાબતની ઉંડી કુનેહ જોઇ તેમણે વિચારી લીધું કે મફતલાલ એક બાહોશ વ્યાપારી થઈ શકશે. તેઓ મફતલાલને ઘણુંજ ચાહતા, અવારનવાર કિંમતી સલાહની આપ લે કરતા, આકર્ષાઇ શ્રી મફતલાલભાઇ સુધી પણ તે શેઠનો એટલો બધો પ્રેમ હતો કે તેથી દિવાળીના ચોપડા પૂજવા માટે તેમનીજ દુકાને જતા.

સંવત ૧૯૮૧ થી રાધનપુરના વતની શ્રી૦ કાળીદાસ જસરાજ સાથે શ્રી૦ મફતલાલે ભાગીદારીમાં વ્યાપાર શરૂ

કર્યો. સામાન્ય રીતે એવો નિયમ છે કે સમાન ગુણવાળાઓ સાથેજ મૈત્રિ ટકી શકે. આ નિયમ મુજબનું વર્તન ભાગીદારોનું ના હોય તો એકમેક પ્રત્યે અવિશ્વાસ રહેતાં કજીયા કંકાસ થાય છે અને કોર્ટે મામલો ચઢે છે. પરન્તુ ઉમદા ખવાસના ભાઈશ્રી. કાળીદાસ જસરાજ સાથેની ભાગીદારીના વ્યાપારમાં મફતલાલને એવો પ્રસંગ નથી આવ્યો. બન્નેના સ્વભાવ ઉદાર હોય ત્યાં પછી અવિશ્વાસ જેવી વસ્તુજ રહેતી નથી. આ ભાગીદારના વ્યાપારમાં પ્રભુની કૃપાએ તેમણે ખુબ નફો સંપાદન કર્યો તેમણે વર્ષો પહેલાં પોતાના કુટુંબની અને ગામની ઉન્નતિ કરવાનાં સેવેલાં સ્વપ્નાં મૂર્તિમંત કરવાનો અવસર આવી પહોંચ્યો. પોતાની સ્થિતિ જેમ જેમ ઉન્નત થતી ચાલી તેમ તેમ શેઠ શ્રી. મફતલાલના સદ્ગુણોનો વિકાસ પણ સાથે સાથે ચાલુજ હતો. સાધારણ રીતે લક્ષ્મી પ્રસન્ન થતાં ઘણા માણસો તુમાખી, ગર્વિષ્ટ બની જાય છે, પોતાની જાતને બધાથી ઉંચીજ માને છે અને પૈસાના બળે હું સર્વસ્વ કરી શકું છું એવું અભિમાન સેવે છે. ત્યારે આપણા ચારિત્ર્ય નાયક શ્રી. મફતલાલભાઈ તો નમ્ર અને નમ્ર બનતા ગયા. ગરીબો પ્રત્યેની તેમની લાગણી વધુ અને વધુ ઉંડી હૃદય સ્પર્શી બનતી ચાલી. હું અને મ્હારૂં બીજાઓને ઉપયોગી શી રીતે થઈ શકીએ એ ભાવના દ્રઢતર બનતી ચાલી. બાહોશ વ્યાપારીઓમાં તેમની ગણના થતી હતી. લક્ષ્મીની સંપુર્ણ કૃપા હતી, તેમના સૌજન્યની સૌરભ તેમના ક્ષેત્રમાં સર્વત્ર પ્રસરી હતી. સર્વે તેમને માન અને પ્રેમની લાગણીથી

જોતા—આમ સમાજમાં તેમનું સ્થાન ઉંચું ગણાતું છતાંએ તેમણે એ સ્થાનનો કદીએ ગર્વ કર્યો નથી. આવી વિરલ વ્યકિતઓ અન્યને દ્રષ્ટાન્તરૂપ થઈ પડે છે. તેઓ પોતે સંસાર સાગર સફળતાથી તરી જાય છે એટલુંજ નહિં પણ પોતાના ઉન્નત ચારિત્ર્યની છાપ આજુબાજુ એવી સરસ પાડે છે કે તેમના પરિચયમાં આવતાં માણસને પણ તેમનું ચારિત્ર્ય ઘડારૂપ બની માર્ગપ્રેરક બને છે.

શેઠ શ્રી. મફતલાલ ભાઈનામાં નમ્રતાનો ગુણ કેવા પ્રકારનો હતો તે નીચેના એકજ દાખલાથી સ્પષ્ટ સમજી શકાશે.

એક સમયે તેમના મુંબાઇના ઘરના રહેઠાણમાં વ્યાપાર વિષયક વાતચીત માટે ટેલીફોનની ઘંટડી વારંવાર વાગે જતી હતી. તેઓ ઉંડા વિચારમાં હોય એમ તેમની મુખાકૃતિ કહી રહી હતી. નકકી તેઓ કોઈ ભારે કોકડાનો ઉકેલ કરી રહ્યા હતા ત્યાં તો એક શહેરની ગૌશાળા માટે ઉઘરાણું કરવા એક સ્વયંસેવક ભાઇ આવ્યા શેઠ મફતલાલે ઘણાજ આદર પૂર્વક તેમને બેસાડી તેમની હકીકત સંપૂર્ણ શાંતિથી સાંભળી. વચમાં વચમાં ટેલીફોન પર વાતચીત પણ ચાલુ રાખી—પછીથી તે સ્વયંસેવક ભાઇ માટે અણધારેલી રકમ આપવાનું જાહેર કર્યું. આવી મોટી રકમ મળવાની તે ભાઈએ આશા રાખેલી નહિં તેથી તેઓ ઉત્સાહમાં આવી ગયા પણ લોભને કાંઇ થોભ છે? તેઓ એથીએ વધુ રકમ મેળવવાના લોભથી ખૂબ વાર્તાલાપ કરવા લાગ્યા. ટેલીફોનપર શ્રી. મફતલાલભાઇની વાતચીતતો ચાલુજ હતી.

વચમાં વચમાં તેઓ તે સ્વયંસેવક ભાઈને વિનવણીથી રવાના થઈ જવાનું સૂચવતા પણ તે ભાઈતો કેમે કરી જક મૂકેજ નહિં. આ પરિસ્થિતિમાં હરકોઈ માણસ પોતાના મગજપરનો કાબુ ગુમાવી ક્રોધ કરી બેસે તેમ હતું છતાંએ આ શેઠતો હસતાજ રહ્યા અને તે સ્વયંસેવકને મહા મહેનતે ઘણીજ નમ્રતા પૂર્વક વિનવણી કરી વિદાય કર્યા. સહનશીલતા અને નમ્રતા તે આનું નામ.

શેઠ શ્રી. મફતલાલ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં ઘણીજ સખાવતો કરેલી છે. પોતાને ઘેર રહીને પણ ધાર્મિક અને પરોપકારનાં કાર્યોમાં ઉમદા ફાળો આપ્યો છે. નાશીકની ગૌશાળા આજે તેમનાં પત્નિ શ્રીમતી મોતી બ્હેનના નામ સાથે તેમની ઉદારતાનું દિગ્દર્શન કરાવતી કીર્તિ ફેલાવતી ઉભી છે. આ ગૌશાળા તેમણે તૈયાર કરાવી છે.

પોતાના વતન ઉનાવા માટે તો શેઠ શ્રી. મફતલાલને છેક બાલ્યાવસ્થાથીજ ખુબ લાગણી હતી. "હું શું કરૂં તો ઉનાવા સારૂં દેખાય? ઉનાવા સુખી થાય?" એમ તેઓ વારંવાર કહેતા. પોતાના ગામ ઉનાવામાં તેમણે એક મોટી રકમ ખરચીને એક સુંદર ભવ્ય આલિશાન મકાન બંધાવ્યું છે. આખાએ ગામને શોભાસ્પદ આ મકાન "છોટાલાલ બીલ્ડીંગ" આજે પણ ગામમાં દાખલ થનાર વ્યક્તિનું ધ્યાન ખેંચે છે. મકાન બંધાવ્યા પછી તેમણે સારી જેવી રકમો ધાર્મિક ક્રિયાઓમાં અને ધર્માદામાં ખરચી છે.

આ ગામના બજારમાં એક જીર્ણ ચબુતરો હતો તે પાડી નાંખી તેમણે નવો સુંદર ચબુતરો બંધાવી આપ્યો

છે એટલુંજ નહિં પણ તે ચબુતરામાં યાવચ્ચંદ્ર દિવાકરૌ પક્ષીઓને દાણા પાણીની વ્યવસ્થા કરી આપી છે. તેઓશ્રી હરકોઇ સંસ્થાનાં મકાનો બંધાવી આપતા પહેલાં તે સંસ્થા કાયમી થાય તેવી વ્યવસ્થા પ્રથમ કરવાનું ચુકતા નહિં.

અત્રેના વિદ્યાર્થી-આશ્રમમાં પણ તેમણે પ્રસંગોપાત મદદ કરી હતી. શ્રી. મફતલાલ છોટાલાલ વ્યાયામશાળા પણ સુંદર કામ કરી રહી છે.

ઉનાવા રામજી મંદિરમાં પણ તેમણે સારી સખાવત કરેલી છે–એ પ્રસંગ ભૂલી શકાય તેમ નથી. વળી તેમણે ધર્મશાળામાં એક ઓરડો બંધાવી આપ્યો છે.

ગામના આગેવાનો શેઠ મફતલાલ પાસે 'રામજી મંદિરમાં' મદદ કરાવવાના ઉદ્દેશથી ગયા તેમણે સર્વને બેસાડી બધી હકીકત ધ્યાન પૂર્વક સાંભળી અને તેઓની કેટલી રકમ લેવાની ઇચ્છા છે એમ પૂછ્યું. ગામના આગેવાનોએ અમુક રકમ કહી. શેઠ મફતલાલે હઓને કહ્યું કે "તમારા કહ્યા મુજબ એ રકમ તો હું જરૂર આપું છું, પણ મ્હારી માન્યતા પ્રમાણે એ રકમમાં તમોએ દર્શાવેલ કામ પૂરૂં નહિં થઇ શકે તેથી એ કામનું જેટલું ખર્ચ થાય તેટલું તમામ ખર્ચ હું આપીશ."

બતાવશો આવો માગ્યા કરતાંએ વધુ રકમનું દાન કરનાર કોઈ શેઠીઓ ?

આ સિવાય ગામમાં તેમજ બહારનાં સ્થળોએ તેમણે ખાસ મદદો ઘણીજ કરી છે. પોતે કોઇને મદદ કરી છે એ

વાત જેમ અને તેમ ગુપ્ત રહે તે માટે ખુબ કાળજી રાખતા અને ન છુટકેજ વાત બહાર પાડતા. અનેક ગરીબ કુટુંબોને નિયમિત પણે તેમના તરફથી દાણા વગેરેની મદદ મળતી રહેતી. કપડાંલત્તાં અને જરૂર પડે પૈસાની મદદ પણ કરતા.

એક વખતે હું અને શેઠ મફતલાલ ગામમાં ફરવા નીકળ્યા. ગામમાં ફરતાં ફરતાં એક વૃદ્ધ બાઇએ મ્હને બોલાવ્યો. આ બાઇએ પોતાનું હૃદય ખોલીને પોતાના ઘરની હકીકત મ્હને કહી હતી. આબરૂને લઇને તેનાથી ભીખ માગી શકાય તેમ ન હતું, એ હું જાણતો હતો. આ બાઇને મ્હેં આશ્વાસન આપેલું કે હું મ્હારાથી બનતું કરીશ પરંન્તુ તે વાત હું ભૂલી ગએલો. આજે બાઇને જોઇને મ્હને એ વાત યાદ આવી અને બાઇએ પણ તે માટે પૂછ્યું. પણ કોઇને પણ એ હકીકતની જાણ ના થાય એ માટે ખાસ ભાર મૂકયો. હું જાણતો હતો કે 'કોઇને પણ મ્હેં મદદ કરી છે' એમ કહે નહિં અને છતાંએ સારી મદદ કરી શકે તેવી વ્યકિત તો માત્ર શ્રી. મફતલાલ શેઠજ છે. મ્હેં તેમને વાત કરી. તેમણે માસિક ગુપ્તમદદ કરી. આનું નામજ સાચું દાન.

શેઠ મફતલાલ નાનપણથીજ વિદ્યાવિલાસી હતા. અને વિદ્યાર્થીઓ પ્રત્યેતો તેમને ખુબ પ્રેમ હતો. તેમની જ્ઞાતિના અને અન્ય કોમના પણ અનેક વિદ્યાર્થીઓને તેમણે ગુપ્ત રીતે સ્કૉલરશીપો આપી છે, પુસ્તકો અપાવ્યાં છે. આ મદદ કરવામાં તેઓ આ અમારી જ્ઞાતિનો કે આ પર જ્ઞાતિનો

છે એવો વિચાર કદીએ કરતા નહિં, **वसुधैव कुटुंबकम्** એ એમનો સિદ્ધાન્ત હતો. મદદ કરવામાં તેઓ માત્ર લાયક વિદ્યાર્થી છે કે કેમ એટલુંજ જોતા.

શ્રી. મફતલાલ વ્યાપારી ક્ષેત્રમાં જેમ સફળ થયા તેજ મુજબ તેમના ધાર્મિક જીવનમાં પણ સંપૂર્ણ સફળ થયા છે. તેઓશ્રી કહેતા કે જે માણસ પ્રભુનો ભકત કહેવડાવતો હોય તો તેનામાં દૈવી ગુણોજ હોવા જોઇએ. દિવસમાં માત્ર અર્ધો કલાક પણ એક ચિત્તે ઇશ્વર સ્તવન કરનાર વ્યકિતમાં આસુરી સંપત્તિ શીરીતે હોઇ શકે ? તે હું સમજી શકતો નથી. કાંતો તે માણસ ભકત હોય તો તે આસુરી સંપત્તિથી પર હોવો જોઇએ. પોતાના કુટુંબમાં પણ સર્વે ધાર્મિક પવિત્ર જીવનગાળે તે માટે ખાસ ધ્યાન રાખતા. તેમનાં શુશીલ પત્નિ શ્રી. મોતીબ્હેન તો મૂળથીજ ધર્મ પરાયણી છે. આવા સદ્‌ગુણી માતા, પિતા, વડિલો હોય ત્યાં કુટુંબનાં બાળકો સદ્‌ગુણી નીવડે તેમાં શું આશ્ચર્ય ?

શેઠ શ્રી. મફતલાલને સંતતિમાં અત્યારથી ઘણી સારી આશા આપતો એક દશ વર્ષનો પુત્ર નામે દેવચંદ્ર છે અને કાન્તાબેન ( હાલ ઉમ્મર વર્ષ–૧૩ ) અને ધનબાળા ( બારમાસ ) નામે પુત્રીઓ છે. ટુંકાણમાં તેમનું કૌટુંબિક જીવન ઘણુંજ સુખી હતું. આ કુટુંબની ખાસ બીજી વિશિષ્ટતા તો એ હતી કે શ્રી૦ મફતલાલ ભાઇના બે નાના ભાઇઓ શ્રી૦ ચીમનલાલ તથા શ્રી૦ ચંદુલાલનો સંપ છે. આ બન્ને ભાઇઓમાં પણ શ્રી. મફતલાલ શેઠનાજ સદ્‌ગુણો છે. બન્ને ભાઇઓ પરણેલા હોઇ શ્રી૦ મફતલાલની દેખરેખ

નીચે તેમણે વ્યાપારી તાલીમ સંપાદન કરી છે. આ બન્ને ભાઇઓ પૈકી નાનાભાઈ શેઠ શ્રી૦ ચંદુલાલ જ્યારે હાઇસ્કૂલમાં અભ્યાસ કરતા હતા ત્યારે શેઠ શ્રી૦ ચીમનલાલે તો થોડોક અભ્યાસ કરીનેજ વ્યાપારી ક્ષેત્રમાં ઝંપલાવ્યું હતું અને થોડાક વખતમાં અદ્ભુત બુદ્ધિયુક્ત ચાતુર્યથી સર્વને ખુશ કર્યા હતા. ખુદ મફતલાલ શેઠ પણ શ્રી. ચીમનલાલની વ્યાપારની કુનેહની પ્રશંશા કરતા. પાછળથી શ્રી૦ ચંદુલાલ શેઠે પણ મેટ્રીક સુધી અભ્યાસ કરીને વ્યાપાર કરવા માંડયો છે. અને એક પ્રખ્યાત બાહોશ વ્યાપારી થશે એવી આગાહી આપી રહ્યા છે. આ બંધુઓનો ભાતૃભાવ, પ્રેમ, સંપ, સ્નેહને જોઇને સર્વે આશ્ચર્યમુગ્ધ બની જતા. આ ઉમદા પરિણામ લાવવા બદલ આપણા ચારિત્ર્ય નાયક શેઠ મફતલાલને ધન્યવાદ મળતો. તદુપરાંત આ કુટુંબના વડિલો શેઠશ્રી છોટાલાલ તથા તેમનાં પત્નિ શ્રી. જડાવબ્હેનને તેમના સદ્‌ગુણો બદલ પ્રભુએ આ સારો દિવસ બતાવ્યો છે તે બદલ સર્વે અભિનંદન આપતા.

શેઠ શ્રી૦ મફતલાલને વ્યાપારના કાર્યમાં ગુંથાએલા રહેવું પડતું તેમ છતાંએ વખતનો બચાવ કરીને પણ તેઓ જાહેરહિતનાં કાર્યોમાં આગળ પડતો ભાગ લેતા. લોકોપકારક કાંઇ પણ કાર્ય હોય તો તે વખતે પોતાના વ્યાપારનો વિચાર ના કરતાં લોકોપકારક કામ માટે પોતાનાથી બનતું સર્વસ્વ કરી છુટતા. તેમની જ્ઞાતિના બાળકો યોગ્ય મદદને અભાવે અભ્યાસ કરતા અટકી પડે છે. અને તેથી તેમનું ભવિષ્ય દુઃખમાં વ્યતીત થાય છે એ બાબત તેમને ઘણા

સમયથી ખટક્યા કરતી. આ માટે તેઓ જાતે તો ગુપ્ત મદદો કરતાજ પણ કોઈ સદ્ધર સંસ્થા ઉભીકરી હોયકે જેનું ધ્યેય વિદ્યાર્થીઓને મદદ આપવાનું તેમના અભ્યાસની નિરીક્ષા કરવાનું હોય તો સારૂં. આવા વિચારો તેઓ ઘણીવાર મિત્રમંડળમાં જણાવતા. થોડાજ સમયમાં સંવત ૧૯૮૦ માં "શ્રી૦ સત્તાવીશ દશા પોરવાડ વિદ્યાર્થી સહાયક મંડળ" એ નામની સંસ્થા ઉભીથઈ શ્રી૦મફતલાલે આ સંસ્થામાટે ઘણુંજ કામ કર્યું છે. સંવત ૧૯૮૫ની સાલમાં તો તેઓશ્રી આ મંડળના પ્રમુખ હતા અને પ્રમુખ તરીકે તેમણે મંડળની ઘણી કિંમતી સેવાઓ બજાવી જ્ઞાતિહિત માટેનાં, ધાર્મિક, અને બીજા ઘણાં પ્રકારનાં દાનો-સખાવતો તેમણે કરી છે. પરન્તુ દરેક બાબત જેટલી બની શકે તેટલી ગુપ્ત રાખવાની તેમની ટેવને લઇને તેમણે જે ધન ખરચ્યું છે તેનો સંપૂર્ણ આંકડો મળી શકે તેમ નથી.

આમ એક બાજુએ શ્રી૦મફતલાલ વ્યાપારી આલમમાં જય ઉપર જય મેળવે જતા હતા, ગરીબો-નિરાધારોના આશ્રયદાતા હતા. અનેક વિદ્યાર્થીઓને મદદકર્તા હતા, અનેકના પરમમિત્ર હતા. સ્નેહાળ, પરગજુ વ્યકિત તરીકેની તેમની કીર્તિ ફેલાઈ રહી હતી તેમના પોતાના ગામ ઉનાવામાં એક પછી એક સાર્વજનીકહિતનાં કામો તેઓ કરેજ જતા. કુટુંબમાં પણ સર્વ રીતે સુખી હતા ત્યાંતો એકાએક તેઓ બીમાર પડી ગયા. ઇશ્વરની મરજી હશે તે થશે એમ તેમણે મન મનવ્યુ પણ એ વ્યાધિની ઉપાધિમાંથી તેઓ મૂક્ત નજ થઈ શકયા. મુંબાઇમાં અનેક ડાકટરો,

વૈદ્યો, હકીમોની દવા કરી જોઈ પણ પરિણામ ફાયદા કારક ના આવ્યું. ડૉક્ટરોની સલાહ મુજબ તેઓ પુના ગયા, અહિં પણ દવાતો ચાલુજ હતી. ત્હેમનાં સ્નેહાળ પત્નિ શ્રી૦મોતીબ્હેને ખુબ કાળજી પૂર્વક પતિની સારવાર કરી. તેમના ભાઇઓ શ્રી૦ચંદુલાલ શેઠ તથા શ્રી ચીમનલાલ શેઠ પણ વ્યાપાર રોજગાર પર લક્ષ ના આપતાં તેમની તબીયત સુધારવા પ્રત્યે ખૂબ ધ્યાન આપ્યું. વચમાં વચમાં આરોગ્યતાનાં ચિન્હો જણાય. આખા કુટુંબમાં આશા–આનંદનો સંચાર થાય ત્યાં બીજે દિવસે પાછી સ્થિતિ પૂર્વવત્ રહે અને આખાએ કુટુંબ ઉપર દુઃખના ઓળા ઉતરે. આમ ઘણો સમય ચાલ્યુ પરન્તુ જે કાળ વ્યાધિરૂપે તેમના શરીરમાં દાખલ થયો હતો તે ક્રૂર કાળ ઘડીમાં સર્વને હસાવતો–ઘડીમાં રડાવતો છેવટે સં. ૧૯૮૮ના શ્રાવણ સુદ ૫ને દિને પુના–મંગળદાસ રોડ નં. ૫ ના બંગલામાં આ મહાનપુરૂષના આત્માને પોતાના પાશમાં ગ્રહણ કરી, રોતાં કકળતાં માતા, પિતા, પત્નિ, સંતાનો, બંધુઓને કાળને કારી ઘા મારી, ચોધાર આંસુડે રોતાં કકળતાં મૂકી એ કાળ ચાલ્યો ગયો. એ કાળને માનવ હૃદયોની ઓછીજ દયા છે ?

વીજળી વેગે આ સમાચાર સર્વત્ર ફરી વળ્યા. પુનામાં વસતા તેમના કાકા શ્રી૦ ઇશ્વરલાલ તથા અન્ય જ્ઞાતિબંધુઓ સ્નેહીઓ, મિત્રો, સદ્ગતને વખાણનારાઓ ઘણીજ મોટી સંખ્યામાં એકત્ર થઈ ગયા ને સદ્ગતના દેહને છેવટનું મોટું માન–આંખમાંના આંસુની અંજલિથી આપ્યું.

ઉનાવામાં આ સમાચાર તારથી મળતાં સમસ્ત ગામના માણુસો સાંભળી ચોંકી ઉઠ્યા. જાણે માથા ઉપર વજ્રઘાત

થયો હોય, જાણે પોતાનો ખાસ અંગત સ્નેહી ગુમાવ્યો હોય તેવી લાગણી આ સમાચાર સાંભળનાર દરેકની આંખમાં દુ:ખનાં આંસુ ભરાઇ આવતાં, સર્વત્ર હાહાકાર વર્તાઇ રહ્યો, સમાચાર જાણુતાંજ ધડાધડ બજારની દુકાનો બંધ થઇ, હડતાળ પડી. ખેડુતો હળ જોડી ખેતરે જતા હતા તેઓએ આ કારમા સમાચાર સાંભળી હળ છોડી નાંખ્યાં. મજુરીએ જતા મજુરોએ એ દિવસે કામ કરવાની સાફ ના પાડી, કામ ધંધો છોડી દઇ સર્વે શોકાતુર બની ગયાં. શાળાઓ બંધ રહી. ગામનાં નાનકડાં બાળકો પણ સદ્‌ગતને સારી રીતે પીછાનતાં હતાં શ્રી૰મફતલાલ તરફથી આ બાળકોને વારંવાર ઇનામો મીઠાઈ મળતી–તે આ બાળકો પણ ના ભૂલી શક્યાં અને એ દિવસ માટે શાળાને પ્રણામ કરી રડમસ ચહેરે ઘેર ગયાં. સ્ટેશન ઉપરની હોટલો, નાનકડી દુકાનો પણ બંધ રહી. સાંજે સભા મળીને મર્હુમને અંજલિ અપાઇ. નાનાં બાળકો, સ્ત્રી પુરૂષો સર્વે જ્ઞાતિનાંઓએ આખો દિવસ સંપૂર્ણ શોકમાં પસાર કર્યો. ગામના વૃદ્ધો વાતો કરતા હતા કે ગામની કોઇ પણ વ્યક્તિ માટે ગામને આટલી લાગણી થઇ હોય એવું અમને યાદ નથી.આખું ગામ ગમગીન બનીગયું રસ્તે જોતાં દરેકના ચહેરા શોકાતુર જણાતા. જેઓ વાતચીત કરતા તે એજ કે “ અરેરે ! મફતલાલ ગુજરી જતાં ગામનું અને જ્ઞાતિનું એક અમૂલ્ય રત્ન રોળાઇ ગયું એમણે દ્રવ્ય મેળવી જાણ્યું અને ખરચી પણ જાણ્યું. ધન્ય છે એવા વીરને ” આમ ગામ લોકો એક બીજાને દિલાસો આપતા ને શોક દર્શાવતા હતા. છેવટે સદ્‌ગતનું કુટુંબ બીજે દિવસે પુનેથી આવતાં

તેમનાં વૃદ્ધમાત પિતાને, પત્નિને, ભાઈઓને દિલાસો આપવા આખાએ ગામનાં માણસો ગયાં. મુંબઈ, અમદાવાદ વગેરે ઠેકાણે ઉનાવાના વતનીઓએ, તેમની જ્ઞાતિના યુવકોએ સભાઓ ભરી આશ્વાસનના ઠરાવો કર્યા.

સદ્‌ગત પ્રત્યે ગામનો તેમજ જે સૌ'જ પણ તેમના પરિચયમાં આવ્યા હોય તેમનો પ્રેમ એ સદ્‌ગત પ્રત્યેના અથાગ પ્રેમનું જ પરિણામ છે. પ્રભુ સદ્‌ગતના આત્માને શાંતિ આપો. ૐ શાંતિ, શાંતિ, શાંતિ.

ઉનાવા—નાગરવાડા<br>રામનવમી' ૮૯ } એક મિત્ર.

# अध्याय १५ मो पुरुषोत्तमयोग

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:-

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥

આ સંસારરૂપી પીપળો, કે જે ઉપર (આદિપુરૂષરૂપી એક) મૂળવાળો અને નીચે (વિસ્તારરૂપી અનેક) શાખાવાળો છે; તથા (ઊર્ધ્વગતિ અને અધોગતિ ઈત્યાદિ સમજાવીને ઉચ્ચ ગતિ તરફ પ્રેરનારાં એવાં) જેનાં વેદરૂપી પાંદડાં છે; તથા (જે પ્રવાહરૂપે અવિચ્છિન્ન હોવાથી અને જેનું મૂળ એટલે અધિષ્ઠાન અવિનાશી પરમાત્મા હોવાથી) જેને નાશરહિત પણ કહે છે. માટે જે કોઈ તેને (માત્ર ઉપર ઉપરથી નહિ પણ-તલસ્પર્શી-શુદ્ધ-સૂક્ષ્મ બુદ્ધિવડે તેના મૂળસહિત યથાવત્) જાણે છે; તેજ (વેદનું ખરૂં તાત્પર્ય જાણનારો) વેદવેત્તા છે. ૧

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसंततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥२॥

તે (સંસારરૂપી વૃક્ષ) ની ત્રણે ગુણરૂપી જળવડે પોષાઈને બહુ વધેલી તથા વિષયોરૂપી કુંપળોથી શોભી રહેલી શાખાઓ, ઉપર તથા નીચે (દેવયોનિથી તે તિર્યક્-યોનિ સુધી સર્વત્ર) ફેલાયલી છે; તથા તેની (તે શાખાઓમાંથી નીકળેલી અને) કર્માનુસાર મનુષ્યલોકમાં બાંધી

દેનારી એવી (અહંતા મમતા અને તૃષ્ણારૂપી ) મૂળિયો પણ નીચે (ઠેઠ અધોગતિ સુધી) વ્યાપી રહેલી છે. ૨

न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूलम् असंगशस्त्रेण दृढेन छित्त्वा ॥३॥
ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥४॥

પરંતુ આ સંસારરૂપી વૃક્ષનું જે રૂપ અહીં કહ્યું તેવું (શુદ્ધ ચિત્તવાળા મુમુક્ષુ જનોને વિચારકાળમાં તથા વિશુદ્ધ ચિત્તવાળા મુક્તજનોને પરમાત્મસાક્ષાત્કારસમયે ) પ્રાપ્ત થતું નથી; તેમજ નથી જણાતી તેની પ્રતિષ્ટા=હયાતી, નથી જણાતી તેની ઉત્પત્તિ, અને તેથી તેનો અંત એટલે નાશ પણ જણાતો નથી. માટે (તે સર્વના આદિ=અધિષ્ટાન અને સચ્ચિદાનંદઘન એવા પરબ્રહ્મ પરમાત્માને પામવા સારૂ પ્રથમ લૌકિક તૃષ્ણા અને વિષયાસક્તિરૂપી ) અતિદૃઢ મૂળીઓવાળા આ સંસારરૂપી અશ્વત્થવૃક્ષને, દૃઢ અસંગતા=પૂર્ણ અનાસક્તિરૂપી શસ્ત્રવડે છેદી નાખીને (૩) તે પછી "જે પરમ પુરૂષના અધિષ્ઠાનપણાથી આ સંસારવૃક્ષની પુરાણી પ્રવૃત્તિ વિસ્તાર પામી છે તેજ આદિપુરૂષને હું શરણે છું" (એવો દૃઢ નિશ્ચય કરીને ) તે પરમપદરૂપી પરમાત્માનોજ માર્ગ શોધવો અને પકડવો જોઈએ કે જે માર્ગમાં ગયેલા મનુષ્યો પાછા (આ સંસારવૃક્ષના દુઃખમય માર્ગમાં ) આવતા નથી. ૪

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर् गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥५॥

પરંતુ ( જેઓ ઉપર કહ્યું તેમ દૃઢ અનાસક્તિરૂપી શસ્ત્રવડે સંસારરૂપી વૃક્ષને છેદીને ) અભિમાન અને મોહ વિનાના, આસક્તિરૂપ દોષને જીતેલા, બધી લૌકિક કામનાઓથી નિવૃત્ત થએલા, સદા અધ્યાત્મિક ધ્યાન–ચિંતનાદિમાં રહેનારા, તથા સુખદુઃખાદિ નામવાળાં જોડકાંથી વિમુક્ત થયેલા હોય; એવા અમૂઢ–અર્થાત્ સાવચેતીવાળા જ્ઞાનીઓજ તે અવિનાશી પરમપદમાં જઈ શકે છે. ૫

**न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।**
**यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥६॥**

તે સ્વયંપ્રકાશરૂપ અવિનાશી પરમપદ કે જેને સૂર્ય ચંદ્ર કે અગ્નિ પ્રકાશી શકતા નથી; અને જે પરમપદમાં ગયેલા પુણ્યાત્માઓ પાછા જન્મમરણમાં આવતા નથી; તેજ મારૂ પરમધામ છે. ૬

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**
**मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥७॥**

આ જીવલોકમાં મારોજ સનાતન અંશ જીવાત્મારૂપ થયો છે; અને પ્રકૃતિમાં રહેલી મનસહિત છએ ઇંદ્રિયોને તે પોતામાં આકર્ષી લે છે. ૭

**शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।**
**गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥८॥**
**श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥९॥**

દેહાદિનો ઈશ્વર એવો જીવાત્મા જ્યારે શરીરને છોડી

જાય છે ત્યારે; અને જ્યારે બીજા શરીરમાં પેસે છે ત્યારે પણ તે, પુષ્પમાંથી ગંધને લઇ જનારા વાયુની પેઠે મનસહિત ઇંદ્રિયોને સાથે લઇને જાય છે; (૮) અને ત્યાં પણ તેનાં તેજ શ્રોત્ર, ચક્ષુ, ત્વચા, જીભ અને નાસિકાનો તથા મનનો આશ્રય લઈને આ જીવાત્મા વિષયોને ભોગવે છે, ૯

**उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।**
**विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥१०॥**

પરંતુ તે શરીરને છોડીજનારા, શરીરમાં સ્થિત રહેનારા તથા શબ્દાદિ વિષયોને ભોગવનારા ( અથવા તો સુખદુઃખ અને મોહાદિ ગુણોવાળો હોવાથી પણ સ્પષ્ટ રીતે જાણી શકાય એવા ) જીવાત્માને પણ મોહાધીન અજ્ઞાની લોકો યથાવત્ જાણી શકતા નથી: માત્ર જ્ઞાનરૂપી અંતરચક્ષુવાળાજ જાણી શકે છે.

**यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।**
**यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥११॥**

અને જીવાત્મામાં અધિષ્ટાનરૂપે સ્થિત રહેલા એવા એ પરમાત્માને તો નિષ્કામ યોગીજનો પણ ( વિક્ષેપાદિ દોષ ટાળી વિશુદ્ધિ સાધવાનો ) પ્રયત્ન કરતાજ તત્ત્વથી જાણી શકે છે: અને ( વિશુદ્ધિ સાધ્યા વિનાના ) અકૃતાત્માઓ તો અચેત અર્થાત્ મલિન ચિત્તવાળા હોવાથી ( બાહ્ય કર્મો ત્યજી દઈને અકર્મી–ત્યાગી–ભેખધારી બની જાય, કિંવા જ્ઞાનને ગોખી મારીને મહાત્મામાં ખપે તો પણ અંદરથી તો ઉલટા વધારે જુઠા, વિષયી, ખટપટી અને લોભી બનતા

હોવાથી ધ્યાનાદિ માટે ) યત્ન કરે તોપણ એ વિશુદ્ધ પરમાત્માને તત્ત્વથી જોઈ શકતા નથી. ૧૧

( હવે એ પરમાત્માની મહત્તા સર્વોત્તમભાવે વર્ણવે છે: )

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥१२॥

સૂર્યમાં ગયેલું જે તેજ અખિલ જગતને પ્રકાશિત કરે છે; અને જે તેજ ચંદ્રમાં તથા અગ્નિમાં રહેલું છે; તે તેજને તું મારૂં પરમાત્માનું જાણ. ૧૨

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३॥

પૃથ્વીમાં પેસીને હુંજ મારા ઓજસની આકર્ષણશક્તિ વડે સર્વ ભૂતોને ધારણ કરૂં છું તથા રસાત્મક ચંદ્ર થઈને સર્વ વનસ્પતિઓનું પોષણ કરૂં છું.

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥१४॥

વૈશ્વાનર જઠરાગ્નિ થઈને હુંજ પ્રાણીઓના દેહમાં રહેલો છું તથા પ્રાણ અને અપાનવાયુ સાથે ભળીને ચારે પ્રકારના* અન્નને પચાવું છું. ૧૪

सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥१५॥

* ૧ ભક્ષ્ય=ચાવવાના પદાર્થ, ૨ પેય=પીવાના પદાર્થ ૩ લેહ્ય=ચાટવાના પદાર્થ, ૪ ચોષ્ય=ચુસવાના પદાર્થ.

સર્વના હૃદયમાં હું વિશેષરૂપે રહેલો છું; અને મારાજ આધાર અથવા અધિષ્ઠાનપણા વડે સર્વ પ્રાણીઓને પોત પોતાનાં પુણ્યકર્માનુસાર સ્મૃતિ અને જ્ઞાન ઇત્યાદિ થાય છે તથા પાપકર્માનુસાર સ્મૃતિ અને જ્ઞાનાદિકનો લોપ થાય છે. વળી સર્વ વેદોવડે જાણવા યોગ્ય પણ હું છું અને વેદાન્તનો કર્તા એટલે સગુણ ઈશ્વર તથા વેદવેત્તા એટલે પદાર્થનો જાણનાર–સમજાવનાર ( મહર્ષિઓ અને સમર્થ આચાર્યોરૂપે) પણ હું પરમાત્માજ છું. ૧૫

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६॥

આ સંસારમાં ક્ષર અને અક્ષર એવા બેજ પ્રકારના પુરુષ એટલે પદાર્થ પ્રસિદ્ધ છે. એમાં સર્વ ભુતોનાં શરીરને ક્ષર=નાશવંત કહ્યાં છે; અને કૂટસ્થને ( અર્થાત જે શરીર મરવા છતાં પણ જેમનો તેમ રહે છે તે જીવાત્માને )અક્ષર નાશરહિત કહે છે. ૧૬

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥

તથા જે ત્રણે લોકમાં પ્રવેશીને=વ્યાપીને સર્વનું ધારણ પોષણ કરે છે; તથા જેને 'અવિનાશી પરમેશ્વર' અને 'પરમાત્મા' એવાં નામોથી કહેલો છે તે ઉત્તમ પુરુષ તો વળી બીજોજ છે. ૧૭

यस्मात्क्षरमतीतोऽहम् अक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८।.

જે કારણથી હું એ ક્ષર=નાશવંત પદાર્થથી અત્યંત શ્રેષ્ઠ છું; અને એ અક્ષર=નાશરહિત જીવાત્માથી પણ અતિ ઉત્તમ છું; તેથીજ હું લોકોમાં અને વેદોમાં ‘ પુરુષોત્તમ ’ નામથી પ્રસિદ્ધ છું. ૧૮

**यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।**
**स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥१९॥**

હે ભારત ! જે મનુષ્ય ( નાશવંત પ્રાણીપદાર્થોમા ) મોહ વિનાનો થઈને એ પ્રકારે મને તત્ત્વથી ‘ પુરૂષોત્તમ ’ જાણે છે ; તે સર્વજ્ઞ ( જાણવા જેવું સર્વ કાંઈ જાણનારો ) છે અને તે ( એવા અનિત્ય, જડ અને દુઃખરૂપ પદાર્થોને ભજતો નથી પણ ) સર્વભાવથી મને સચ્ચિદાનંદઘન પરમાત્માનેજ ભજે છે. ૧૯

**इति गुह्यतमं शास्त्रम् इदमुक्तं मयानघ ।**
**एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥२०॥**

સારાંશ કે હે નિષ્પાપ ભારત ! જે આ ગુહ્યમાં ગુહ્ય=ગુઢમાં ગુઢ એવું અધ્યાત્મશાસ્ત્ર મેં તને કહ્યું ; તેને યથાવત સમજવાથી મનુષ્ય ઉત્તમ બુદ્ધિવાળો થાય છે; અને (એવો બુદ્ધિમાન જ્ઞાની અનિત્ય પદાર્થોના મોહમાં અને આ પછી જણાવેલી આસુરી સંપત્તિમાં ફસી નહિ રહેતાં દૈવીસંપત્તિનાં ગુણો સાધીને ) કૃતકૃત્યજ થઈ રહે છે. ૨૦

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पंचदशोऽध्यायः ॥**



# પ્રાર્થના મંત્રો

( ૧ )

મૂકં કરોતિ વાચાલં પંગું લંઘયતે ગિરિમ,
યત્કૃપા તમહં વંદે પરમાનંદ માધવમ.

( ૨ )

યં બ્રહ્માવરૂણેન્દ્રરૂદ્રમરૂત: સ્તુન્વંતિ દિવ્યૈ:સ્તવૈ
ર્વેદૈ: સાંગ પદક્રમોપનિષદૈર્ગાયન્તિ યં સામગા:;
ધ્યાના વસ્થિતતદ્ગતેન મનસા પશ્યન્તિ યં યોગિનો,
યસ્યાં તં ન વિદુ: સુરાસુરગણા દેવાયતસ્મૈનમ:

( ૩ )

નમસ્તે સતે તે જગત્કારણાય,
નમસ્તે ચિતે સર્વ લોકાશ્રયાય;
નમોઽદ્વૈતતત્ત્વાય મુક્તિ પ્રદાય,
નમો બ્રહ્મણે વ્યાપિને શાશ્વતાય.

( ૪ )

ત્વમેકં શરણ્યં ત્વમેકં વરેણ્યમ,
ત્વમેકં જગત્પાલકં સ્વપ્રકાશમ;
ત્વમેકં જગત્કર્તુંપાતૃ પ્રહર્તુ,
ત્વમેકં પરં નિશ્ચલં નિર્વિકલ્પમ.

( ૫ )

ભયાનાં ભયં ભીષણં ભીષણાનામ્
ગતિઃ પ્રાણિનાં પાવનં પાવનાનામ્;
મહોચ્ચૈઃ પદાનાં નિયન્તૃ ત્વમેકમ્,
પરેષાં પરં રક્ષણં રક્ષણાનામ્,

( ૬ )

વયં ત્વાં સ્મરામો વયં ત્વાં ભજામો,
વયં ત્વાં જગત્સાક્ષિરૂપં નમામઃ;
સદેકં નિધાનં નિરાલંબમીશં
ભવામ્ભોધિપોતં શરણ્યં વ્રજામઃ.

( ૭ )

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ,
ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ,
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ,
ત્વમેવ સર્વં મમ દેવદેવ.

( ૮ )

કરચરણકૃત વાકકાયજં કર્મજં વા,
શ્રવણનયનજં વા માનસં વાઽપરાધમ
વિહિતવિહિતં વા સર્વમેતત્ ક્ષમસ્વ
જય જય કરૂણાબ્ધે શ્રી મહાદેવ શંભો.

( ૯ )

પ્રાતઃસ્મરામિ ગણનાથમનાથબંધું સિંદૂર પૂર્ણ
પરિશોભિત ગણ્ડયુગ્મમ્,

ઉદ્દણ્ડ વિઘ્ન પરિખણ્ડ ન ચણ્ડદણ્ડમાખણ્ડલાદિ
સુર નાયક વૃન્દ વન્દ્યમ.

( ૧૦ )

પ્રાત: સ્મરામિ ભવભીતિમહાર્તિશાન્ત્યૈ નારાયણ
ગરૂડવાહનમ બ્જનાભમ્;
ગ્રાહાભિ ભૂતવરવારણમુક્તિ હેતું ચક્રાયુધં તરૂણ
વારિજપત્રનેત્રમ્.

( ૧૧ )

પ્રાત: સ્મરામિ ભવભીતિહરં સુરેશં ગઙ્ગાધરં
વૃષભવાહનમમ્બિકેશમ્,
ખટ્વાઙ્ગ શૂલવરદાભય હસ્તમીશં સંસાર
રોગ હરમૌષધમદ્વિતીયમ્.

( ૧૨ )

પ્રાત:સ્મરામિ રઘુનાથ મુખારવિન્દં મન્દં સ્મિતં
મધુરભાષિ વિશાલભાલમ્.
કર્ણાવલ મ્બિચલ કુણ્ડલ શોભિગણ્ડં કર્ણાન્તદીર્ઘ
નયનં નયનાભિરામમ્
પ્રાતર્ભજામિ રઘુનાથ કરારવિન્દં રક્ષોગણાય
ભયદં વરદં નિજેભ્ય:,
યદ્રાજ સંસદિ વિભજ્ય મહેશચાપં સીતાકર
ગ્રહણમઙ્ગલમાપ સદ્ય:,
પ્રાતર્નમામિ રઘુનાથ પદાર વિન્દં વજ્રાઙ્કુશાદિ
શુભરેખિ સુખાવહં મે,

યોગીન્દ્રમાનસમધુવ્રતસેવ્યમાનં શાપાપહં સપદિ ગૌતમ ધર્મપત્ન્યાઃ.
પ્રાતર્વદામિ વચસા રઘુનાથનામ વાગ્દોષહારિ સકલં શમલં નિહન્તિ,
યત્પાર્વતી સ્વપતિના સહ મોક્ષકામા પ્રીત્યા સહસ્રહરિનામ સમં જજાપ.
પ્રાતઃ શ્રયે શ્રુતિનુતાં રઘુનાથ મૂર્તિ નીલામ્બુદોત્પલસિતેતર રત્નનીલામ્.
આમુક્તમૌકિતક વિશેષ વિભુષણાઢયાં ધ્યેયાં સમસ્ત મુનિભિર્જન મુક્તિહેતુમ.
યઃ શ્લોક પઞ્ચકમિદં પ્રયતઃ પઠેદ્ધિ નિત્યં પ્રભાત સમયે પુરૂષઃ પ્રબુદ્ધઃ,
શ્રીરામકિઙ્કરજનેષુ સ એવ મુખ્યો ભૂત્વા પ્રયાતિ હરિલોક મનન્યલભ્યમ્.

( ૧૩ )

પ્રાતઃ સ્મરામિ ખલુ તત્સ વિતુર્વરેણ્યં.
રૂપં હિમણ્ડલમૃચોઽથ તનુર્યજૂંષિ,
સામાનિ યસ્ય કિરણાઃ પ્રભવાદિહેતું
બ્રહ્માહરાત્મકમલક્ષ્યમ ચિન્ત્યરૂપમ.

( ૧૪ )

પ્રા[illegible]ર્ભજામિ ભજતામભિલાષદાત્રીં ધાત્રીં સમસ્ત જ[illegible]તાં દુરિતા પહન્ત્રીમ,
સં[illegible]ર બન્ધન વિમોચન હેતુભૂતાં માયાં પરાં સ[illegible]ધિગમ્ય પરસ્ય વિષ્ણોઃ

(૧૫)

પૂણ્ય શ્લોકો નલો રાજા પૂણ્ય શ્લોકો યુધિષ્ઠિર:,
પૂણ્ય શ્લોકો ચ વૈદેહી પૂણ્ય શ્લોકો જનાર્દન:.
અશ્વત્થામા બલિર્વ્યાસો હનૂમાંશ્ચ વિભીષણ:,
કૃપ: પરશુરામશ્ચ સપ્તૈતે ચિર જીવિન:.
સપ્તૈતાન્ સંસ્મરેન્નિત્યં માર્કણ્ડેયમથાષ્ટમમ્,
જીવેદ્વર્ષશતં સોઽપિ સર્વ વ્યાધિ વિવર્જિત:
અહલ્યા દ્રૌપદી સીતા તારા મન્દોદરી તથા,
પઞ્ચકં ના સ્મરૈન્નિત્યં મહાપાતક નાશનમ.
અવિમુક્ત ચરણયુગલં દક્ષિણ મૂર્તેશ્ચ કુકુટેચતુષ્કમ્,
સ્મરણમપિ વારાણસ્યા નિહન્તિ દુ:સ્વપ્નમપશકુનંચ.

(૧૬)

ભૃગુર્વસિષ્ઠ: ક્રતુરઙ્ગિરાશ્ચ મનુ: પુલસ્ત્ય: પુલહશ્ચ ગૌતમ:;
રૈભ્યો મરીચિશ્ચ્યવનશ્ચ દક્ષ: કુર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્:,
સનત્કુમાર: સનક: સનન્દન: સનાતનોઽપ્યા સુરિપિઙ્ગલોચ,
સપ્ત સ્વરા: સપ્ત રસાતલાનિ કુર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્.
સપ્તાર્ણવા: સપ્ત કુલાચલશ્ચ સપ્તર્ષયોદ્વીપવનાનિ સપ્ત,
ભૂરાદિકૃત્વા ભુવનાનિ સપ્ત કર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્.
પૃથ્વી સગન્ધા સરસા સ્તથાપ: સ્પર્શીચ વાયુર્જ્વલિતં ચ તેજ:,
નભ: સશબ્દં મહતા સહૈવ કર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ્.
ઈત્થં પ્રભાતે પરમં પવિત્રં પઠેત્સ્મરેદ્વા શ્રૃણુયાચ્ચ તદ્વત,
દુ:સ્વપ્નનાશ સ્ત્વિહ સુપ્રભાતં ભવેચ્ચ નિત્યં ભગવત્પ્રસાદાત્.

(૧૭)

બ્રહ્મા મુરારિસ્ત્રિ પુરાન્તકારી ભાનુ: શશી ભૂમિસુતો બુધશ્ચ,
ગુરૂશ્ચ શુક્ર: શનિરાહુકેતવ: કુર્વન્તુ સર્વે મમ સુપ્રભાતમ.

( ૧૮ )

કુરંહરિં હરિશ્ચન્દ્રં હનૂમન્તં હલાયુધમ્,
પઞ્ચકં વૈ સ્મરેન્નિત્યં ઘોર સઙ્કટ નાશનમ્.
વસુર્વરૂણસોમૌચ સરસ્વતી ચ સાગરઃ,
પઞ્ચૈતાન્સં સ્મરેદ્યત્ર તૃષા તમ ન બાધતે.
રામં સ્કન્દં હનૂમન્તં વૈનતેયં વૃકોદરમ્,
પઞ્ચતાન્સં સ્મરેન્નિત્યં ભવબાધા વિનશ્યતિ
ધર્મો વિવર્ધતિ યુધિષ્ઠિરકીર્તનેન પાપં પ્રણશ્યતિ
વૃકોદરકીર્તનેન,
શત્રુર્વિનશ્યતિ ધનઞ્જય કીર્તનેન માદ્રી સુતૌ
કથયેતાં ન ભવન્તિ રોગાઃ
કાશ્યાં વૈ ભૈરવો દેવઃ સંસારભય નાશનઃ,
અનેક જન્મં પાપં સ્મરણેન્ વિનશ્યતિ.
રામલક્ષ્મણૌ સીતાચ સુગ્રીવો હનૂમાનઃ કપિઃ,
પઞ્ચૈતાન્સ્મરતો નિત્યં મહાબાધા પ્રમુચ્યતે.
સોમનાથો બૈજનાથો ધન્વન્તરિરથાશ્વિનૌ,
પઞ્ચૈતાન્યઃ સ્મરે નિત્યં વ્યાધિસ્તસ્તસ્ય ન બાધતે
કપિલઃ કાલિયોઽનન્તો વાસુકિસ્તક્ષકસ્તથા,
પઞ્ચૈતાન્સ્મરતો નિત્યં વિષબાધા ન બાધતે.
વિશ્વેશં માધવં ઢુણ્ઢિં દણ્ડપાણિં ચ ભૈરવમ્,
વન્દે કાશીં ગુહાં ગઙ્ગાં ભવાનીં મણિકર્ણિકામ.

# ચર્પટ પંજરિકા સ્તોત્ર પ્રારંભ.

દિનમપિ રજની સાયં પ્રાતઃ શિશિર વસંતૌ પુનરાયાતઃ
કાલઃ ક્રીડતિ ગચ્છ ત્યાયુસ્તદપિ ન મુંચત્યાશા વાયુઃ
ભજગોવિંદં ભજગોવિંદં ભજગોવિંદંમૂઢમતે. ૧

પ્રાત્યે સન્નિહિ તે મરણે નહિ નહિ રક્ષતિ ડુકૃ ઝકરણે.
અગ્રે વહિવઃ ભાનૂ રાત્રૌ ચુબુક સમર્પિત જાનુઃ
કરતલભિક્ષા તરૂતલવાસ સ્તદપિ ન મુંચત્યા શાપાશઃ
ભજગોવિંદં. ૨

યાવદ્વિત્તોપાર્જન સક્તસ્તાવન્નિજ પરિવારો રક્તઃ
પશ્ચાદ્ધાવતિ જર્જર દેહે વાર્તાં પૃચ્છતિ કોઽપિન ગેહે.
ભજગોવિંદં. ૩

જટિલી મુંડી લુંચિત કેશઃ કાષાયાં બરબહુકૃત વેષઃ
પશ્યન્નપિ ચ ન પશ્યતિ મૂઢ ઉદર નિમિત્તં બહુકૃત વેષઃ
ભજગોવિંદં ૪

ભગવદ્ગીતા કિંચિદધીતા ગંગાજલ લવ કણિકા પિતા
સકૃ દપિ યસ્ય મુરારિ સમર્ચા તસ્યયમઃ કિં કુરૂતે ચર્ચા.
ભજગોવિંદં. ૫

અંગં ગલિતં પલિતં મુંડં દશન વિહીનં જાતં તુંડમ્
વૃદ્ધો યાતિ ગૃહીત્વા દંડં તદપિન મુંચત્યાશા પિંડમ્
ભજગોવિંદં. ૬

બાલસ્તાવત્ક્રીડા સક્ત સ્તરૂણસ્તારૂણી [illegible]ઃ
વૃદ્ધસ્તા વચ્ચિંતામગ્નઃ પરે બ્રહ્મણિ કોઽપિ ન લગ્નઃ
ભજગોવિંદં. ૭

પુનરપિ જનનં પુનરપિ મરણં પુનરપિ જનની જઠરે શયનં
ઈહ સંસારે ખલુ દુસ્તારે કૃપયાઽપારે પાહિ મુરારે
ભજગોવિંદં. ૮

પુનરપિ રજની પુનરપિ દિવસઃ પુનરપિ પક્ષઃ પુનરપિ માસઃ
પુનરપ્યયનં પુનરપિ વર્ષં તદપિ ન મુંચત્યા શામર્ષમ્
ભજગોવિંદં. ૯

વયસિ ગતે કઃ કામ વિકારઃ શુષ્કે નીરે કઃ કાસારઃ
નષ્ટે દ્રવ્યે કઃ પરિવારો જ્ઞાતે તત્વેકઃ સંસારઃ
ભજગોવિંદં ૧૦

નારી સ્તનભરનાભિનિવેશં મિથ્યા માયા મોહાવેશમ્
એતન્માંસવસાદિ વિકારં મનસિ વિચારય વારંવારમ્
ભજગોવિંદં ૧૧

કસ્ત્વં કોઽહં કુત આયાતઃ કામે જનની કામે તાતઃ
ઈત્તિ પરિભાવય સર્વમસારં વશ્વં ત્યકત્વા સ્વપ્નવિચારમ્
ભજગોવિંદં. ૧૨

ગેયં ગીતા નામ સહસ્રં ધ્યેયં શ્રી પતિરૂપ મજસ્રમ્
નેયં સજ્જન સંગે ચિત્તં દેયં દીન જનાયચ વિત્તમ્
ભજગોવિંદં. ૧૩

યાવજ્જીવો નિવસતિ દહે કુશલં તાવત્પૃચ્છતિ ગેહે
ગતવતિ વાયૌ દેહાપયે ભાર્યા બિભ્યતિ તસ્મિન કાયે
ભજગોવિંદં. ૧૪

સુખતઃ ક્રિયતે રામા ભોગઃ પશ્ચાદ્ધંત શરીરે રોગઃ
યદ્યપિ લોકે મરણં શરણં તદપિન મુંચતિ પાપાચરણં
ભજગોવિંદં. ૧૫

રથ્યાચર્પટ વિરચિતકંથ: પુણ્યા પુણ્ય વિવર્જિતપંથ:
નાહું ન ત્વં નાયં લોકસ્તદપિ કિમર્થં ક્રિયતે શોક:
ભજગોવિંદં. ૧૬

કુરૂતે ગંગા સાગર ગમનં વ્રત પરિપાલનમ થવા દાનમ્
જ્ઞાનવિહીને સર્વમનેન મુક્તિર્ન ભવતિ જિન્મશતેન
ભજગોવિંદં. ૧૭

ઈત શ્રીમચ્છંકરાચાર્ય વિરચિતં ચર્પટ પંજરિકા સ્તોતં
સંપુર્ણમ શ્રીબ્રહ્માર્પણમસ્તુ. ભજગોવિંદં ૧૮

# અથદ્વાદશ પંજરિકા સ્તોત્ર પ્રારંભ:

મૂઢ જહીહિ ધનાગમ તૃષ્ણાં
કુરૂસદ્બુદ્ધિં મનસિ વિતૃષ્ણામ,
યલ્લભસે નિજકર્મો પાત્તં
વિત્તં તેન વિનોદય ચિંતમ —૧
અર્થમનર્થં ભાવય નિત્યં
નાસ્તિ તત: સુખલેશ: સત્યમ,
પુત્રાદપિ ધનભાજાં ભીતિ:
સર્વત્રેષા વિહિતા નીતિ: —૨
કાતે કાંતા કસ્તે પુત્ર:
સંસારોયમતીવ વિચિત્ર:;
કસ્ય ત્વં ક: કુત આયાત:
તત્વં ચિંતય યદિદં ભ્રાંત: —૩

મા કુરૂ જનધન યૌવન ગર્વં
હરતિ નિમેષાત્કાલઃ સર્વમ્,
માયા મયમિદમખિલં હિત્વા
બ્રહ્મપદં ત્વં પ્રવિશ વિદિત્વા. —૪

કામં ક્રોધં મોહં લોભં,
ત્યક્ત્વાત્માનં ભાવય કોઽહમ,
આત્મજ્ઞાન વિહીના મૂઢાઃ
તે પચ્યંતે નરક નિગુઢાઃ —૫

સુરમંદિ રતરૂમૂલ નિવાસઃ,
શય્યા ભૂતલમજિનં વાસઃ
સર્વ પરિગ્રહ ભોગત્યાગઃ
કસ્ય સુખં ન કરોતિ વિરાગઃ —૬

શત્રો મિત્રે પુત્રે બંધો
માકુરૂ યત્નં વિગ્રહ સંધો,
ભવસમચિત્તઃ સર્વત્ર ત્વે
વાંછસ્યચિરાધદિ વિષ્ણુ ત્વમ્ —૭

ત્વયિ મયિ ચાન્યત્રૈકો વિષ્ણુ
વ્યર્થં કુપ્યસિ સર્વ સહિષ્ણુઃ,
સર્વ સ્મિન્નપિ પશ્યાત્માનં,
સર્વત્રો સૃજ ભેદ જ્ઞાનમ્. —૮

પ્રાણાયામં પ્રત્યાહારં
નિત્યાનિત્ય વિવેક વિચારં,
જાપ્યસમે તસમાધિ વિધવાનં
કુર્વ વધાનં મહદવ ધાનમ્ —૯

નલિની દલગત સલિલં તરલં
તદ્વજ્જીવિતમતિશય ચપલં,
વિદ્ધિ વ્યાધ્યભિમાન ગ્રસ્તં
લોકં શોકહતં ચ સમસ્તમ્ —૧૦
કાતેઽષ્ટાદશ દેશે ચિંતા
વાતુલ તવ કિં નાસ્તિ નિયંતા,
યસ્ત્વા હસ્તે સુદૃઢ નિબદ્ધં
બોધયતિ પ્રભવાદિ વિરૂદ્ધમ. —૧૧
ગુરૂચરણાં બુજનિર્ભર ભક્તઃ
સંસારાદ ચિરાદ્ભવ મુક્તઃ,
સેંદ્રિય માનસ નિયમા દેવં
દ્રક્ષ્યસિ નિજ હૃદયસ્થં દેવમ્ —૧૨

દ્વાદશ પંજરિકા મય એષ શિષ્યાણી કથિતો હ્યુપદેશઃ
યેષાં ચિત્તે નૈવ વિવેકસ્તે પચ્યંતે નરકમનેકમ્ —૧૩
ઇતિ શ્રી મચ્છંકરાચાર્ય વિરચિતં દ્વાદશ પંજરિકા સ્તોત્રં સંપૂર્ણમ.

## જીવને બોધ વિષે

### પદ

આમ ધરી હામ તું રટણ કર રામનું, કામ સરશે વણ દામ દીધે,
ભવતણી ભામ તે ભજનથી ભાગશે, કૃષ્ણ તું કૃષ્ણ તું રટણ કીધે.
પ્રેમે પ્રલ્હાદને પ્રભુજી પધારીઆ, નાથજી નરહરી રૂપ કીધું,
હિરણ્યકશ્યપ હણી કેવી કરૂણા કરી, દર્શન દાસને નાથે દીધું.
........આમ.

અધમ અજામેળ જોને અલ્યા ઉધર્યો, પુત્રના નામે પોકાર કરતાં
નામે નારાયણ નકતે નવાજીઆ, અધમને મોક્ષ તે આપ્યો મરતાં
........આમ.

પ્રેમ ભજનવડે પાંડવો પાળીઆ, શ્યામ થઇ સારથી રથ હાંકયો,
કૌરવ મૂળ નર્મુળ કર્યું નાથજી, રંક એ દાસનો રંગ રાખ્યો
........આમ.

સદન સુદામાનું કનક કેરૂં કર્યું, દીનબંધુ એમ જાણી દાસે,
કહે તુલજ્યારામ કોટી કલ્પો તણાં, નામ પ્રતાપથી પાપ ન્હાસે
........આમ.

---

## કાળના ભય વિષે

### પદ

ગડગડે નોબતો માથે અલ્યા મોતની,
આળસુ હજી કેમ ઉંઘ આવે,
જાગો તો જીવશો, હાણ છે ઉંઘમાં,
ગ્રંથ પોકારીને એમ ગાવે....ગડગડે

કાળ ચોઘડીઆં ચોદિશ વાગ્યાં કરે,
ફોજો જમની ફરે જીવ લેવા,
કાયા ગઢ ઘેરશે તે ન જોયું જશે,
થરથર ત્યાં થશે કંપ કેવા....ગડગડે

જમનું છે જોર, નથી ઓથ અડ પાંતરો,
શોધ શરણું હવે એક સાચું,
પલક વિશ્વાસ નહિં પંડનો પ્રાણીઆ,
કાયાનું કારણ સર્વ કાચું....ગડગડે

માતને તાત સુત ભ્રાતને ભારજ્યા,
વ્હારે ચઢશે નહિં કોઇ વ્હાલાં,
પંડ પડીઆ પછી પુંઠે પોકારશે,
ઠાઠ કરી રોવણાં રોશે ઠાલાં....ગડગડે
કયાંથી આવ્યો હવે કયાં જવું જાણીને,
કરજે તપાસ હવે કહું છું કેવો,
કહે તુલજ્યારામ રટણ કર રામનું;
લાખેણો લાભ જો હોય લેવો....ગડગડે

---

હું ને મારૂં અલ્યા અહોનિશ આદર્યું,
શોધી જો શું સર્યું કામ તારૂં,
ગર્ભ સંકટ સહ્યું જીવત વ્યથા થયું;
લાગું તુજમે રહ્યું જમનું લારૂં........હું ને મારૂં
ઉદર નિમિત્તના ઉદ્યમે તું આથડયો,
ચ્યાહી ઝાઝે ચઢયો જાવે જાવા,
ધર્મ વિના રળ્યું ધન ગયું ધૂળમાં,
ગુણ ગોવિંદ નવ બેઠો ગાવા........હું ને મારૂં
ખર ઘડતાં તને નર ઘડયો નાથજી,
પુંછ વિનાનો તું પશુરે પાકયો,
અલખ નિરંજન તેં નવ ઓળખ્યા,
શું તું સુરાપાની તુલ્ય છાકયો........હું ને મારૂં
અધને ઓઠે રહી જ્ઞાન ગોઠયું નહિ.
વેદ મર્યાદ નવ ચાઇ આણી,
ભારે મારી ભુંડા માત આ ભવ વિષે,
લજવ્યું પિતા તણું પુત્ર પાણી........હું ને મારૂં

ખલકથી પલકમાં મુલક મેલી જશો,
ધાર્યું થાશે તારૂં ધૂળધાણી
કહે તુલજારામ કૃષ્ણ વિના કદી,
વ્યર્થ વઢશો નહિ વદન વાણી.......હું ને મારૂં

---

## અંતકાળના સમયની પ્રભુ પ્રાર્થના

( વારી જાઉંરે લાલા તમારા નામનેરે એ રાગ )

અંતકાળે વાલમ વ્હેલા આવજોરે
મારા તનડાના તાપને બુઝાવજોરે....અંત૦
સગાં વ્હાલાં જુઠાં સંસારનાંરે
કોણ દુઃખ મૂકાવે જમ મારનારે....અંત૦
અંતકાળનું ટાણું છે પ્રભુ ત્રાસનુંરે
દુઃખ જાણી પધારજો ત્યાં દાસનુંરે....અંત૦
ગુણ અવગુણ તમામ મારા ટાળજોરે
એક શણગારની લાજને સંભાળજોરે....અંત૦
કંઠનાળ જો રૂંધાશે કફ જાળથી રે
ત્યાં છે તરવાનું આપની સંભાળથી રે....અંત૦
તુટે નાડીઓને થાય ટુંકી જીભડી રે
વ્હાઇ આવજો ત્યાં ગરૂડે ચઢી રે....અંત૦
તન તજવા ટાણે જો જમ ઝાલશે રે
આખા જગમાં હાંસી આપની થશે રે....અંત૦
જમ હાથે જતો તો અંત વેળનેરે
આપે લીધો ઉદ્ધારી અજામેળનેરે....અંત૦

વિના વાહને ગયા કરૂણા કાજનેરે
 ગ્રાહ પાસથી મુકાવ્યો ગજરાજનેરે....અંત૦
લાગ્યો ને’મા ચોદેશ ઉડી ઝાળનેરે
 ત્યાંથી બચાવ્યાં મંઝારી બાળનેરે....અંત૦
તારી નાયકાએ નાથ અર્પે નામનેરે
 દગો દેશોમાં તુલજારામને રે....અંત૦

## દુનીયા રૂઠીને શું કરશે ?

દુનિયાં રૂઠીને શું કરશે, પ્રભુ જેના બેલી,
કોઈના માર્યા કેમ મરશે પ્રભુ જેના બેલી....ટેક
લાખાગ્રહમાં પુર્યા પાંડવોને, કૌરવે લહાય કરેલી. પ્રભુ૦
ચંદ્રહાસકેરી વ્હારેરે ચઢીઆ, વિખફેડી વિખીયા કરેલી પ્રભુ૦
ભસ્માંગદની ભવાનીને માટે, શામળીએ કીધી શેલી....પ્રભુ૦
શીતળ જેવી સુધન્વાની કીધી, તેલ કઢા ઉકળેલી....પ્રભુ૦
અંબરિષને આપો આપ ઉગાર્યા, દુરવાસાને લહાય મેલી....પ્રભુ૦
હરિશ્ચંદ્રરાયની હરકત જાણી, બાજી સુધારીરે છેલી....પ્રભુ૦
દુરિજનીયાં ઋષિરાજને દુભે, તેમ તેમ આનંદ હેલી....પ્રભુ૦

## રામ તને કેમ રીઝે ?

નથી જાણુતો એકાદશીનું નામરે રામ તને કેમ રીઝે ?
નથી પરખ્યાં પરમાત્માનાં ધામરે ,, (૧)
નથી હરિજન સંગાથે હેતરે રામ તને કેમ રીઝે ?
નથી કપટી સંગાથે કહેતરે ,, (૨)

નથી દાસતણી દયા દીનતાઈરે રામ તને કેમ રીઝે ?
નથી ખોવાણી હજી ખેચરાઈરે „ (૩)
નથી પાત્ર કે કુપાત્રની પીછાણરે રામ તને કેમ રીઝે ?
નથી વાગ્યાં વૈરાગ્યનાં બાણરે „ (૪)
નથી તપસ્યા કે સમરણની ટેકરે રામ તને કેમ રીઝે ?
નથી પામ્યો વિચાર કે વિવેકરે „ (૫)
નથી સાંભળ્યું ગીતાજીનું જ્ઞાનરે રામ તને કેમ રીઝે ?
નથી સમજાણી સદ્‌ગુરૂની શાનરે „ (૬)
નથી સાંભળી પારાયણ દીન સાતરે રામ તને કેમ રીઝે ?
નથી વ્હાલી ઋષિરાજ કેરી વાતરે „ (૭)

---

## હૈયાના ફુટયા !

હૈયાના ફુટયા હરિ સંગે હેત ન કીધું
લખ ચોરાશી કેરૂ લગડુ માથે માગે લીધું રે....હૈયાના.
પેટને અરથે પાપ કરતાં પાછું ફરી નવ જોયું,
ચાર દિવસના જીવતર સારૂ, મન માયામાં મોયું રે...હૈયાના
જનમ મરણ દુઃખ ગર્ભવાસનું તે નવ શકીઓ ટાળી
માત પિતા જુવતી સુત સંગે, વિસાર્યા વનમાળીરે...હૈયાના
આળસને અજ્ઞાન અતીસે, કામ બગાડયું તારૂં
દેવાનંદ કહે દેખ વિચારી, ગાન કહ્યું તું મારૂં રે...હૈયાના

---

## વૈરાગ્ય વિષે

જનુની જીવોરે ગોપીચંદની, પુત્રને પ્રેરો વૈરાગ્યજી;
ઉપદેશ આપ્યો એણીપેરે, લાગ્યો સંસારીડો આગજી....જનુની

ધન્ય ધન્ય માતા ધ્રુવતણી, કહ્યાં કઠણ વચનજી;
રાજકાજ સુખ પરહરી, વેગે ચાલીયા વનજી....જનુની
ભલો ત્યાગ ભરથરી તણો, તજી સોળસેં નારજી;
મંદિર જરૂખાં મેલી કરી, આસન કીધેલાં બારજી....જનુની
ઉઠી ન શકેરે ઉંટીયો, બહુ બોલાવ્યો બાજંદજી;
તેને દેખીને ત્રાસ ઉપન્યો, લીધી ફકીરી છોડયા ફંદજી....જનુની
એવા વૈરાગ્યવંતને જાઉં વારણે, બીજા ગયા અનેકજી;
ભલા ભુંડા અવનિ ઉપરે, ગણતાં નાવે છેકજી....જનુની
ક્યાં ગયું કૂળ રાવણુતણું, સગરસુત સાઠ હજારજી;
ન રહ્યું નાણું રાજા નંદનું, સરવે સુપન વહેવારજી....જનુની
એવા છત્રપતિ ચાલી ગયા, રાજ મૂકી રાજનજી;
દેવ દાનવ માનવ મુનિ, સરવે જાણે સુપનજી....જનુની
સમજી મૂકો તો સારૂં ઘણું, જરૂર મૂકાવશે જમજી;
નિષ્કુળાનંદ કહે નહિ મટે, સાચું કહું ખાઇ સમજી...જનુની

---

## જંગલ વસાવ્યો જોગીએ

જંગલ વસાવ્યો જોગીએ, તજી જેણે તનડાની આશજી
વાત ન ગમે આ વિશ્વની, આઠે પહોર ઉદાસજી....જંગલ
સેજ પલંગે પોઢતા, મંદિર જરૂખા માંહીજી;
તેને નહિં તરણ સાથરો, રહેતા તરૂ તળ છાંયજી...જંગલ
શાલ દુશાલા ઓઢતા, ઝીણા જરકશી જામાજી;
તેણે રાખી કંથા ગોદડી, સહે શિર શીતને ઘામજી....જંગલ
ભાવતાં ભોજન જમતા, અનેક વિધિનાં અન્નજી;
તેરે માગણ લાગ્યા ટુકડા, ભિક્ષા ભોવન ભોવનજી...જંગલ

હાજી કહેતા હજારો ઉઠતા, ચાલતા લશ્કર લાવજી;
તે નર ચાલ્યા એકલા, નહિં પેંજાર પાવજી...જંગલ
રહેતો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ જોગી રાજજી;
ખીર નીપજાવું ક્ષણ એકમાં, તે તો ભિક્ષાને કાજજી....જંગલ
અહાર કારણ ઉભો રહે, કરી એકની આશજી;
તેરે જોગી નહિં ભોગી જાણવો, અંતે થાશે વિનાશજી.... જંગલ
રાજ સાજ સુખ પરહરી, જે જન લેશે જોગજી;
ધનરે દારામાં તે નહિં ધસે, રોગ સમ જાણે ભોગજી....જંગલ
ધન્ય એ ત્યાગ વૈરાગને, તજી જેણે તનડાની આશજી;
કુળ તજી નિશકુળ થયા, તેનું કુળ અવિનાશજી....જંગલ

---

## તેં સારૂં કોઇનુ શું કર્યું ?

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો, ધર્મ જાણીને ધસ્યો;
વૈરાગ્યથી વસ્તી તજીને, વન વીષે જઇને વસ્યો;
ભગવાં ધરીને ભટકતો રહી, પેટ ભીખીને ભર્યું
શી રીત ઈશ્વર રીઝશે, તેં સારૂ કોઈનું શું કર્યું ?
તેં નિત્ય સ્નાન ત્રિકાળ કીધું, ચાહી ગોમય ચોળીને;
તેં પંચગવ્ય વિશેષ પ્રાશન, કીધું ઘોળી ઘોળીને;
આહાર એકજવાર કરવો, એવું વ્રત તેં આચર્યું;
શી રીત ઇશ્વર રીઝશે, તેં સારૂ કોઇનું શું કર્યું ?
તેં હોમ હવન ઘણા કર્યાં, ઘી હવનમાં હોમ્યાં ઘણાં,
તેં ચાલતી નદીએ ચઢાવ્યાં, દુધ દહીં ગાયો તણાં;
બહુ વર્ષ મુખ મુન્યવ્રત ધર્યું, તે ઠીક તુજ મનમાં ઠર્યું;
શી રીત ઇશ્વર રીઝશે, તેં સારૂ કોઇનુ શું કર્યું ?

તેં નવનવા નૈવેદ કરીને, તે પ્રસાદી તું જમ્યો;
ઉપવાસને એકાસણાં કરી, દેહને બહુ તેં દમ્યો.
બાંડો ખણીને દાટીયું, જે અન્ન વધતાં ઉગર્યું;
શી રીત ઇશ્વર રીઝશે, તેં સારૂ કોઇનું શું કર્યું ?
તેં પ્રાર્થના પ્રભુની કરી, મુખ વિવિધ વચન ઉચ્ચારીને;
તેં સ્તોત્ર પાઠ ઘણાં કર્યાં, નિત્ય નિત્ય નિયમો ધારીને;
ગદગદ સ્વરે ગુણગાન કરતાં, આંખથી આંસુ ઝર્યું,
શી રીત ઇશ્વર રીઝશે, તેં સારૂ કોઇનું શું કર્યું ?
ભગવાન લુખી ભક્તિથી, રીઝે નહિં તલ માત્ર તે,
પણ ભક્તિ પર ઉપકાર સાથે, થાય પ્રભુ પ્રિય પાત્રતં;
તેં વગર વાદ વિવાદ કીધા, કામ તેથી શું સર્યું ?
શી રીત ઇંશ્વર રીઝશે, તેં સારૂં કોઈનું શું કર્યું ?

(ભજન સાગરમાંથી.)

---

## ગોકુળ ગામના ચોકમાં.

સખી ગોકુળ ગામના ચોકમાં રે, ખાંતે માંડયો રસીલે ખેલ;
રમે રાસ રંગીલો રંગમાં રે........
સહુકોરે સખાની મંડળીરે, ઉભા વચમાં છેલો અલબેલ;.... રમે.
સખી ચાલોને જઈએ દેખવારે, વા'લો પહેર્યાછે સશોભિત....રમે.
તાળી પાડે રૂપાળી તાનમાંરે, મુખે ગાવે મનોહર ગીત....રમે
શોભાબની સલુણા શ્યામનીરે, ઉભી વ્રજની નારી જોવાકાજ....રમે
હસી હેતે છબીલો હેતમાંરે, પ્રભાનંદનો વા'લો વ્રજરાજ...રમે.

---

## ભજન કર ભાવશું.

ભજન કર ભાવશું પ્રગટ પરિબ્રહ્મનું,
રાખ હરિ રૂપમાં મન તારૂં;
પ્રગટના ભજનથી પરમ સુખ પામીએ,
ઉર થકી નાશ પામે અંધારૂં...ભજન

નખશિખ નાથની મુરતી સોહામણી,
ચરણુનાં ચિન્હ સંતાપ ટાળે;
પ્રેમશું ચીંતવે ચરણુ શ્રી હરિતણાં,
ગ્રંથી ગાળે સર્વે કામ બાળે...ભજન

નખતણી પંક્તિની જ્યોત નિતનિતનવી,
ઉદરમાં ત્રિવલી અધિક શોભે;
ઉરવિષે શ્રીવચ્છ ચિન્હને નિરખતાં,
સંતનાં ચિત્ત તત્કાળ લોભે....ભજન

નેણુને વેણુ ચિતચોર સોહામણાં,
પરમ ઉદાર અતિ ચતુર સ્વામી;
કહે છે મુક્તાનંદ ભજદ્રઢ ભાવશું,
પ્રગટ પ્રમાણુએ અંતરજામી....ભજન

---

## ઘડપણુ કોણે મોકલ્યું.

ઘડપણુ કોણે મોકલ્યું....જાણ્યું જોબન રહે સૌકાળ....
ઘડપણુ કોણે મોકલ્યું....
ઉમર તો ડુંગર થયારે, પાદર થયાં પરદેશ;
ગોળી તો ગંગા થઇરે, અંગે ઉજળા થયા છે કેશ...ઘડપણુ

નોતું જોઇતુંને શીદ આવીચુંરે, નોતી જોઈ તારી વાટ
ઘરમાંથી હળવો થયોરે, એની ખુણે ઢળાવોને ખાટ....ઘડપણ
નાનપણે ભાવે લાડવારે ઘડપણે ભાવે સેવ;
રોજનેરોજ જોઈએ રાબડીરે, એવી બળીરે ઘડપણ તારીટેવ....ઘડપણ
આંખે તો સુઝે નહિં રે, થરથરધ્રુજે કાય;
ખાધું તો અન્ન પચે નહિં રે, વળી બેઠાતો નવ રહેવાય....ઘડપણ
પ્રાતઃકાળે પ્રાણ માહરારે, અન્ન વિના અકળાય;
ઘરનાં કહે છે મરતો નથીરે, તેને બેસી રહેતાં શું થાય....ઘડપણ
દીકરાતો જુજવા થયારે, વહુઓ દે છે ગાળ;
દીકરીઓને જમાઇ લઈ ગયારે, હવે ઘડપણના શારે હવાલ....ઘડપણ
નવ નાડીઓ જુજવી પડીરે, આવી પહોંચ્યો કાળ;
બૈરાં છોકરાં ફટફટ કરેરે, નાનાં મોટાં દે છે ગાળ....ઘડપણ
આવી વેળા અંતકાળનીરે, ત્યારે દીકરા પધાર્યા દ્વાર;
પાંસળીએથી છોડી વાંસળીરે, તેણે લઈ લીધી તાણીવાર....ઘડપણ
એવું જાણી સૌ હરિ ભજોરે, સાંભળજો સહુ સાથ;
પર ઉપકાર કરી પામશોરે, જે કાંઈ કીધું હશે જમણે હાથ ....ઘડપણ
એવું નફ્ટ છે આ વૃદ્ધપણુંરે, મૂકી દો સૌ અહંકાર;
ધર્મના સત્ય વચન થકીરે, મહેતો નરસિંહ ઉતર્યો ભવપાર....ઘડપણ

---

## વૈષ્ણવ જનતો તેને કહિયે.

રાગ ખમાજ–ધુમાળી.

વૈષ્ણવ જન તો તેને કહિયે જે પીડ પરાઈ જાણે રે
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે
સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે
જિંહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે
રામનામશું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે
વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે
ભણે **નરસૈંયો** તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યા રે

---

## અમૃતાષ્ટક.

**अद्वेष्टा सर्व भूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १**

અર્થઃ—જે કોઇને પણ દ્વેષ કરતો નથી; જે સર્વ ભૂતોનો મિત્ર છે; જે દયાળુ છે; જે મમત્વશૂન્ય છે; જે નિરહંકાર છે; જેને સુખ અને દુઃખ એ ઉભય સમાન છે; જે ક્ષમાવાન છે.

**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः समे प्रियः ॥ २**

અર્થઃ—જે સર્વદા સંતુષ્ટ છે; જે સ્થિરચિત્ત છે જેણે પોતાના મનનો સંયમ કર્યો છે; જેનો નિશ્ચય બળવાન છે; અને જેણે પોતાનું મન તથા બુદ્ધિ મને અર્પણ કર્યાં છે; એવો જે મારો ભક્ત છે તે મને પ્રિય લાગે છે.

**स्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ ३**

અર્થ:—જેનાથી લોકોને ઉદ્વેગ થતો નથી અને લોકોના સંસર્ગથી જેને સંતાપ થતો નથી, અને જે વાત (વિષય સંબંધી) આનંદ, ક્રોધ, ભય તથા ત્રાસથી મુક્ત હોય છે, તે મને પ્રિય હોય છે.

**अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।**
**सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ ४**

અર્થ:—મારો જે ભક્ત નિસ્પૃહ, અંતર્બાહ્ય પવિત્ર, દક્ષ, ઉદાસીન, નિર્ભય અને ફળની ઈચ્છાથી કોઈ પણ કર્મ ન કરનાર, એવા હોય છે, તે મને પ્રિય થઈ પડે છે.

**योन हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।**
**शुभाशुभ परित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥ ५**

અર્થ:—જે ઇષ્ટ વસ્તુના લાભથી હર્ષ પામતો નથી, તે ન મળવાથી ખેદ પામતો નથી, તેનો વિયોગ થવાથી શોક કરતો નથી, તથા શુભાશુભ કર્મોનો ત્યાગ કરે છે, અને મારી ભક્તિ કરે છે; તે મને પ્રિય છે.

**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।**
**शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जीतः ॥ ६**

અર્થ:—જે શત્રુ અને મિત્ર સાથે સરખી વર્તણુંક રાખે છે; જે માન અને અપમાનને સમાન માને છે; જે શીત અને ઉષ્ણ તથા સુખ અને દુ:ખને સમાનજ ગણે છે: અને જે કોઇ પણ વસ્તુપર આસક્તિ ધરાવતો નથી;

तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ ७

અર્થ:—જેને નિંદા અને સ્તુતિ સમાન છે. જે મૌન ધારણ કરે છે, યદૃચ્છયા જે કાંઈ પ્રાપ્ત થાય તેથીજ જે સંતુષ્ટ રહે છે; જેનું કોઈ નિશ્ચિત સ્થાન નથી; જેની બુદ્ધિ સ્થિર હોય છે અને જે મારી ભકિત કરે છે; તે મનુષ્ય મને પ્રિય છે.

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्धाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ ८

અર્થ:-પણ મારાપર શ્રદ્ધા રાખી મત્પરાયણ થઈ મારા જે ભકતો અત્યાર સુધી વર્ણવેલા ધર્મામૃતનું સેવન કરે છે, તે મને અતિશય પ્રિય છે.

# ૬—ચાહ, કૉફી ને કોકો વહેલી પડાવે પોકો !

( લેખકઃ—મ૦ મૂ૦ ત્રિવેદી )

ચામાં મગજની શકિતને કુદરતના નિયમની વિરૂદ્ધ ઉશ્કેરવાનો ગુણ છે. કેમકે તેમાં ટેનીક ઍસિડ જેવું શરીરને ઘાતક કરનારૂં દ્રવ્ય આવે છે. તેમાં પણ હોટલો તથા દુકાનોની ચા તો ઘણીજ ભયંકર છે. કારણ કે ત્યાં ચા ઘણા વખતથી ઉકળેલી રહેતી હોઈ તેમાંથી સુવાસિક તથા પૌષ્ટિક પદાર્થો કયારનાએ ઉડી ગયા હોય છે. ખરી વાત છે કે, ચા પીવાથી ક્ષણિક હુંશિયારી આવે છે, પણ અંતે તો જઠરાગ્નિ મંદ થાય છે; કમતાકાત આવતી જાય છે; માનસિક સ્થિતિ દુર્બળ થાય છે અને શરીર અનેક વ્યાધિને લાયક બની રહે છે. ચામાં ટેનિક એસિડ સિવાય સાકર પણ આવે છે અને તેથી જઠરનું શ્લેષ્મ પડ સૂજી જઈ તેમાંથી એક જાતનો સ્રાવ થાય છે; ખાવું ભાવતું નથી; મોળ આવે છે; ઉલટી થાય છે અને વખતે તાવ પણ આવી જાય છે. વળી ચા પીવાથી લોહીમાં યૂરિક એસિડનું પ્રમાણ વધી જઈ આંતરડાં તથા જઠરની ક્રિયા મંદ પડે છે.

આ વિષે એક ડાકટર કહે છે કે—"ચા તથા કોફી પીનારા, મદ્યપાન કરનારા લોકોના જેવા તોફાની કે કજીયાખોર હોતા નથી; પણ ચા તથા કોફી તેનાં પીનારાને

મૂર્ખ તો બનાવે છેજ. તેમના પગને નબળા, નિદ્રા અને યાદશકિતનો નાશ, હૃદયમાં થડકો, શરીરમાં કંપ અને હાથમાં અસ્થિરતા કરે છે. વળી એથી માથું દુઃખે છે; જીભ બેસ્વાદ થાય છે; સ્વભાવ ચીડીઓ થાય છે અને મિજાજ ઠેકાણે રહેતો નથી. વળી તેઓ બોલવામાં મંદ અને વિચારોમાં અસ્થિર બની માનસિક શકિત ગુમાવે છે. આ વ્યસનથી તેમને અજીર્ણ આંતરડામાં અવાજ તથા કબજીઆત થાય છે અને પાચન કરનારા રસોનો અટકાવ થાય છે. આ સર્વ કારણોથી જે લોકો ચા તથા કોફી બહુ પીએ છે તેઓ શરીરે દુબળા રહે છે; તેમના ગાલ બેસી ગયેલા હોય છે; તેમના ચહેરા મેલા હોય છે; તેઓમાં માથાં દુઃખવાનું દરદ વધારે હોય છે; પિત્તનો કોપ થયાં કરે છે અને તેમના વાળ જલ્દી ખરી પડે છે અથવા ધોળા થાય છે. વળી ચા તથા કોફીનું વ્યસન સર્વત્ર ફેલાવાથી લકવો, અર્દિત વા તથા નબળાઈનાં દરદો હજારોગણાં વધી પડયાં છે. ”

ચા વિષે એક વિદ્વાને નીચેનો એક સુંદર શ્લોક બનાવ્યો છે તે અક્ષરશઃ સત્ય છે કેઃ—

**प्राज्ञैरज्ञैस्तरुणजरठैर्ब्राह्मणैरन्त्यजातैः**
**पौरैर्ग्राम्यैर्नरपतिवरैर्निर्गृहैर्निःस्वकैश्च ।**
**प्रातः सायं नियमिततयाभ्यर्चितो भक्तिभावाद्**
**हा ! हा ! चाहा हत कलियुगे कर्षति प्राणवित्तम् ॥**

અરે ડાહ્યા, મૂર્ખ, જુવાન અને વૃદ્ધ માણસો, બ્રાહ્મણ તેમજ અંત્યજો, શહેરીઓ તથા ગ્રામ્યજનો, રાજાઓ અને

ઘરહીન તથા સાધનહીન લોકો! તમારાથી નિયમિતપણે સવાર–સાંજ ભક્તિભાવથી આદરને પામતી ચા આ કલિયુગને વિષે પ્રાણ અને દ્રવ્ય બન્નેની હાનિ કરે છે!

## ચાથી થતી આર્થિક ખરાબી

ચાથી આર્થિક ખરાબી પણ પારવગરની છે. સને ૧૯૦૬–૭ માં આ દેશમાં પાંચ લાખ અગીઆર હજાર એકરમાં ચા વાવવામાં આવી હતી અને તેમાંથી સાડીત્રેવીસ કરોડ જેટલી ચાનો પાક થયો હતો. તે પાકમાંથી માત્ર $\frac{1}{8}$ ચા આ દેશમાં વપરાઈ હોય તોપણ કરોડો રૂપીઆની ચા પીવાનું વિનાશકારક ધોરણ ચાલુ થયું ગણાય. ચાની સાથે વાપરવા માટે કરોડો રૂપીઆની ખાંડ પણ પરદેશથી મંગાવવી પડે છે. આ સર્વથી પૈસા તથા તંદુરસ્તીના નુકસાનનો હિસાબ રહેતો નથી. આ સર્વ આર્થિક બોજો આપણા ગરીબ દેશમાં વધારે પડતો છે, એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી. મહાત્મા ગાંધીજીના સદુપદેશથી આજકાલ હોટલો બંધ થઈ છે અને થતી જાય છે તથા ઘણી જ્ઞાતિઓમાં ચાના બહિષ્કાર માટે સખત પગલાં લેવાય છે અને ઘણાં કુટુંબોમાંથી ચા પીવાનો ચાલ નીકળી ગયો છે. આવા હાનિકારક બોજામાંથી મુક્ત થવા માટે ઉગતી પ્રજા સમક્ષ ચા–કોફી તથા કોકોનાં પીણાં કેટલાં જોખમકારક છે તે સમજાવવા સઘળા ઉપાયો લેવાના દેશના વિદ્વાનોની ફરજ છે. ચા વિષે એક લેખક નીચલા ભાવનું કહે છે:—

“આ હતભાગ્ય હિંદમાં વિદેશીઓની નીતિરીતિની નકલો કરવામાં નિર્વીર્ય દેશી મગજો એટલી હદે ગયાં છે

કે હવે તેને અંકુશમાં લાવતાં વિલંબ લાગશે. કેમકે એ મગજો હવે સ્વાત્માભિમાન, દેશાભિમાન અને આત્મગૌરવને છેક ભૂલી ગયાં છે."

"ચા જેવી જે ક્ષુદ્ર ચીજે આપણને નિર્લજ બનાવ્યાં છે તે ઝેરી છે અને કોઈ પણ રીતે ફાયદાકારક નથી; એમ જાણ્યા છતાં આપણે હોંસે હોંસે તે પીએ છીએ, એટલુંજ નહિ પણ તેને સ્વદેશી ચીજ માનીને વાપરીએ છીએ અને જેઓ સ્વદેશી તથા બહિષ્કારનો મેળાવડાઓ અને મંડળીઓ જમાવે છે તેઓ પણ આ ચાની પાર્ટી આપે છે!"

"જો હિંદુસ્તાનમાં ચાનું વ્યસન લાગુ ન પડયું હોત તો વિદેશી ખાંડ આટલી બધી પ્રચલિત થાત નહિ. ખરૂં જોતાં ખાંડનો મુખ્ય વપરાશ આ ડાકિણી ચાનેજ આભારી છે. આ રીતે ચાએ આપણાં ખિસ્સાં ઉપર જબરો બોજો નાખ્યો છે અને ધર્મથી વિમુખ કર્યાં છે; તે વાત સમજયા પછી પણ ચાને સ્વદેશી કહીને વધાવી લેવી તે શું શરમભરેલું નથી?"

"આટલેથીજ ચાની ખરાબી અટકતી નથી ચા હિંદુસ્તાનમાં પાકે છે તે વાત ખરી છે, પણ તેના ખેડુતો કોણ છે? તે ચા કેવી રીતે પકવવામાં આવે છે? કોના લોહીના ભોગે કોણ પૈસા મેળવે છે? અને એ માતબર ખેડુતોની નીચતા કેટલી હદસુધી પહોંચી છે? તેનો ચાના વાપરનારાઓએ અને સ્વદેશી ચીજતરીકે ચાનાં વખાણ કરનારાઓએ કદી વિચાર કર્યો છે?"

"ચા બનાવવાના બગીચા આસામ-નીલગિરિ જેવા પ્રદેશોમાં ઘણા છે. તે બગીચાના માલિકો લગભગ અંગ્રેજોજ છે. આ ચા ઉગાડવા, ઉછેરવા અને તેને તૈયાર કરવાના કામ ઉપર જે મજૂરો છે તે સઘળા હિંદી છે. તે મજૂરોની સખત મહેનત વડે કરોડો રૂપીઆની ચા ઉત્પન્ન થઇ અંગ્રેજ ચાવાળાઓને કરોડો રૂપીઆનો નફો મળે છે."

"તે મજૂરોને ઘણો હલકો પગાર આપે છે અને જ્યારે તેઓ ઠરાવેલું કામ કરી શકતા નથી ત્યારે તેઓને નેતરની સોટીવતી નિર્દયપણે એટલે સુધી મારે છે, કે તેમની ચામડીમાંથી લોહી નીકળી ચામડી રંગાઈ જાય છે અને તોપણ શિક્ષા બંધ કરતા નથી ! આ સિવાય તે મજૂરો ઉપર અનેક પ્રકારનો જુલમ ગુજારવામાં આવે છે. સ્વરૂપવાન સ્ત્રીઓને વિષયાંધ ગોરા દેવોના કામાગ્નિમાં પાતિવ્રત્યપણાની આહુતિ આપવી પડે છે. રાજીખુશીથી એમ ન કરે તો તેને તેમ કરવાની ફરજ પાડે છે. તે મજુરોના ફોટા લેવામાં આવ્યા હોય છે અને તેમની પાસેથી પાંચ વરસનું એગ્રીમેન્ટ લખાવી લેવામાં આવે છે તેથી તેઓ નાસી જઈ શકતા નથી. જે નાસી જાય છે તેને મજુરોના એજંટો ફોટાની મદદથી પકડી પાડી તેના માલેકોને પાછા સોંપે છે અને ત્યાં તેના પર પહેલાં કરતાં પણ વધારે ત્રાશદાયક જુલમ ગુજારવામાં આવે છે. તે ગોરાની ઉપર ફરીયાદ થઈ શકતી નથી. કારણ કે પોતાની સામે ફરિયાદ કરનારા મજૂરના જજો પોતે હોય છે અને સરકારે તેમને થર્ડ ક્લાસ મેજીસ્ટ્રેટની સત્તા આપેલી હોય છે ! બંધુઓ ! દયા

છે? હૃદય છે? તમારી જે ચાને માટે હિંદી મજૂરોને–તમારા લાચાર ભાઇઓને મરણશરણ થતાંસુધી ગુલામગીરીની હાડમારી ભોગવવી પડે છે; જે ચાને માટે તેમને શરદીવાળી ગંદી જમીનમાં હલકા ખોરાક ઉપર જીવન ગાળવું પડે છે; જે ચાને માટે તેમને ચામડી ફાટી લોહીની ધારાઓ વહેતાં સુધી માર ખાવો પડે છે; જે ચાને માટે નિરાશ્રિત હિંદી બહેનોને પોતાના પાતિવ્રત્યની આહુતિ આપવી પડે છે; જે ચાને માટે પ્રાણથી પ્યારાં પતિપત્નિને હંમેશને માટે બળાત્કારથી ફારગતી આપવી પડે છે; તે **ભયંકર ચાને** મોટાઇના ડોળની ખાતર સ્વદેશી ચીજ ગણીને તમારા પેટમાં રેડતાં હજી પણ તમને કમકમાટી આવતી નથી? "મારે ઘેર તો રોજ ૧૦ વખત ચા ઉકળે છે" "મને ચા વિના ચાલતું નથી" "ચા તો મારૂં જીવન છે" "ખાધા વિના ચાલે પણ ચા વિના તો મને નહિ ચાલે" વગેરે શરમભરેલાં વાક્યો બોલતાં હજી પણ કંઇ લાગણી ઉત્પન્ન થશે કે નહિ? શું તમે ચા પીઓ છો? અમે તો કહીએ છીએ કે. **એ ચાનો પ્યાલો નહિ પણ રક્તનો પ્યોલો તમે પીઓ છો?** હિંદી મજુરોની ચામડી ફાટીને જે લોહી નીકળે છે, તે લોહી પીઓ છો? શું ચાના પ્યાલામાં તમે લોહી જેવો રંગ જોતા નથી? અમે તો કહીએ છીએ કે, તે ચા નથી પણ પતિવ્રતા સ્ત્રીઓનાં નષ્ટ થતાં પાતિવ્રત્યનાં અશ્રુબિંદુઓ છે. શું તમે ચાદાનીના ઢાંકણા ઉપર તે બિંદુઓને જોતા નથી? અમે તો કહીએ છીએ કે, તે ચા નથી પણ નિર્દોશ મનુષ્યોની હાયવરાળ છે. શું તમારા ચાના ભરેલા પ્યાલામાંથી નીકળતી વરાળ તમને તે વાતનું ભાન કરાવતી

નથી ? શું તમને ચા પીતી વખતે ગરીબ મજુરોની પીઠ ઉપર પડતા ચાબુકના મારનું હજી પણ સ્મરણ નહિં થાય ?

"મારા સ્વદેશી બાંધવો ! ચાલો, આપણે પ્રતિજ્ઞાઓ કરીએ કે, ધર્મભ્રષ્ટ વિદેશી ખાંડની મોટી મા, દેશીઓનું રક્ત, સતિઓના શાપ, બાળકોની ગાળ અને ગરીબોની હાયથી ભરેલી ચા ! અમે અમારી જીંદગીમાં કદી પણ પીશું નહીં. બીજાઓને પીતા અટકાવી સ્વદેશસેવા બજાવવા યત્ન કરીશું. હૃદય વિનાના દેશી શેઠીઆઓની આગળ રડીને, તેમને પગે પડીને, કાલાવાલા કરીને, સમજાવીને, કરગરીને તેમના હાથ-થી થતાં આ પાપથી તેમને બચાવવા પ્રયત્ન કરીશું. ઈશ્વર આ કામમાં અમને સહાયતા આપો ! અસ્તુ."

જેમ લીલી ચા બનાવવા માટે તેની ઉપર રંગ ચઢા-વવમાં આવે છે, તેમ કોફીમાં ઘેરો રંગ લાવવા માટે ચીકોરી નામના મૂળીઆનું મિશ્રણ કરવામાં આવે છે. કોફીના વેપારી નફો લેવા કોફીમાં ચીકોરીનો ભેગ મેળવે છે; તેમ ચીકોરીના વેપારી ચીકોરીમાં પણ રંગ, ગાજર અગર ઇટના ભુકાનો ઉપયોગ કરે છે.

**ડૉ૦ કેલોગ** કહે છે કેઃ-"દારૂના વ્યસન કરતાં પણ **હાલમાં ચા-કૉફી વધારે નુકશાન કરે છે; માટે વ્યસન નિશે-ધક મંડળીઓએ લોકોમાં તે વિષે વિશેષ અજવાળું પાડવાની જરૂર છે."**

## દર વર્ષે દશ કરોડ રૂપીઆ ચા-કૉફીમાં !

**હિંદુસ્થાનમાં ચા પીવાનો શોખ દિવસે દિવસે વધતો જાય છે. ચાના બગીચાવાળાઓ મોટે ભાગે વિદેશી હોય છે**

અને તેઓએ હિંદમાં ચાનો ખપ વધારવા માટે ૧૯૧૬ માં રૂા. દોઢલાખ નોખા કાઢયા હતા, જેના પરીણામમાં તેજ વર્ષમાં આશરે સાડાત્રણથી ચાર કરોડ રૂપીઆનો ચા હિંદમાં વેચાયો હતો. ૧૯૧૭ માં સવાએલાખ રૂપિયા બાજુએ મુકયા હતા. પણ તે વર્ષમાં કેટલો ચા વેચાયો તેનો રિપોર્ટ બહાર પડેલો ન હતો. એવો અડસટ્ટો કાઢવામાં આવેછે કે, ચા પાછળ આશરે ૪ કરોડ અને વિદેશી ખાંડ પાછળ ૬ કરોડ મળી ૧૦ કરોડ રૂપિઆ ફકત ચા–કોફી પાછળ ખરચવામાં આવે છે બદલામાં ચા–કોફીનુ દાસત્વ તથા નબળી પાચનશકતી મળે છે. દરેક સમજુ માણસે પોતાના ઘરમાંથી ચા–કોફી તથા કોકો જેવા વિનાશકારક પીણાંનો જેમ બને તેમ જલદીથી બહિષ્કાર કરી આરોગ્ય તથા ધનનું રક્ષણ કરવું ઘટે છે. જે ધનનો ઉપયોગ પરદેશીઓના ખિસ્સાં તર કરવામાં થાય છે, તે ધનનો ઉપયોગ જો દેશમાં વિદ્યાહુન્નર વગેરે વધારવામાં થતો હોય તો કેવું સારૂં!

## કોકો

કોકોના ઉપયોગ આપણા દેશમા ચાના ઉપયોગ જેટલો વિશાળ પ્રમાણમાં થયો નથી તેનું કારણ તે ચા કરતાં કંઈક મોંઘો છે. તો પણ જે લોકો ચાલુ જમાનામાં પોતાને 'ફેશનેબલ' કહેવડાવે છે, તેવાઓને ત્યાં કોકો પૂર્ણ સત્તા ભોગવે છે. ચાની પેઠે કોકો પણ પાચનશકિતને મંદ પાડે છે. તેમાં પણ નશો રહેલો છે. કેમકે જેને તેનું વ્યસન પડે છે, તે તેને મૂકી શકતો નથી. કોકો પીવાથી અંદરની ચામડી બગડે છે, લોહી તથા બળ ક્ષીણ થાય છે અને વીર્ય કે જેનો સંગ્રહ હરેક મનુષ્યે કરવોજ જોઇએ તેને તે હરી લે છે.

કોકોની ઉત્પતિ વિષે જો જાણુવામાં આવે તો જેઓના હૃદય દયાલુ હોય છે, તેઓ કદી તેનો ઉપયોગ કરે નહિં જે ઠેકાણે કોકો પેદા થાય છે, ત્યાં સીદીઓ ઉપર એટલો બધો જુલમ ગુજારવામાં આવે છે, કે જો તે આપણે નજરે જોઇએ તો ચકરી આવે અને તે પીવાની કદી ઇચ્છા ન કરીએ. કોકોના ખેતરોમાં ગીરમીટીઆ મજુરો ઉપર થતા જુલમો વિષે મોટાં મોટાં પુસ્તકો રચાયાં છે. જે વસ્તુ મનુષ્યોના અંતઃકરણો બાળીને તથા રકત ચુસીને પકવવામાં આવે છે, તે વસ્તુ મનુષ્યજાતને પુષ્ટિ કેમજ આપી શકે ?

કોકોમાં ચા–કોફીના દોષો પણ રહેલા છે. કોકોનો અતિ ઉપયોગ પૈસા તથા આરોગ્યનો નાશ કરવાવાળો છે. જે લોકો ચા–કોફી અગર કોકોમાં પોતાના નાણાનો વ્યય કરે છે તે લોકો જો તે વસ્તુને બદલે દૂધ લેવામાં વ્યય કરે તો તેમના આરોગ્યનું ઘણી સારી રીતે રક્ષણ થઇ શકે; તેમ છતાં જે લોકોને તેના વિના ચાલતુજ ન હોય તે લોકોએ તુલસીનો નિર્દોષ અને પુષ્ટિકારક ચા પીવાનો ચાલ દાખલ કરવો; તેથી જઠરાગ્ની પ્રદીપ્ત રહેશે અને તુલસીમાં શકિત આપવાનો ગુણ હોવાથી શકિત પણ મળશે. પરંતુ જેને તે ચા અતિ ગરમ લાગે, તેણે ઘઉંને બરાબર સાફ કરી ચુલા-પર બુંદદાણાની માફક શેકી તેનું ચુર્ણ બનાવી તેનો ચા બનાવી તે પીવો. આવી રીતે બનાવેલો ઘઉંનો ચા પણ પુષ્ટિ કારક છે. આ ચાથી તંદુરસ્તી તથા પૈસા બંનેનુ રક્ષણ થઇ શકશે.

("વૈદ્ય કલ્પતરૂ" ની ૨૧ મી ભેટમાંથી થોડા સુધારા સાથે.)

---

# તમાકુથી થતા ગેરફાયદા

તમાકુનો પ્રચાર દુનિયાના સઘળા દેશોમાં જોવામાં આવે છે. દુનિયાની વાત બાજુ ઉપર રાખીને આપણા ગુજરાતનીજ વાત લઇએ તો સઘળી જ્ઞાતિમાં કોઇ પીનાર તો કોઈ સુંઘનાર તો કોઈ ખાનાર એમ ગુજરાતના લગભગ દરેક ઘરમાં તમાકુનો ઉપયોગ મળી આવશે. તેનાથી ફાયદો અગર ગેરફાયદો શું છે તેનો પૂરેપુરો વિચાર સોમાંથી એક માણસ ભાગ્યેજ કરતો જણાશે. તેના વાવેતરથી શરૂ કરીએ. ગુજરાતની તેમાં ખાસ કરીને ચરોતરની સો વીઘા જમીનમાંની દશ વીઘાં જમીનમાં તમાકુનું વાવેતર થતું હશે. આટલીજ જમીનમાં બીજા કોઈ ખોરાકની ચીજ પેદા કરવામાં આવે તો દુકાળના વરસમાં સરકારની દયાની જરૂર ભાગ્યેજ જોવામાં આવે.

તમાકુ પેદા થયા પછી તેના ઉપયોગમાં તેનો મુખ્ય ઉપયોગ પીવાનો છે. જેટલી કિંમતની તમાકુ હોય તેનાથી અર્ધી કિંમતની તેને સળગાવનાર દીવાસળીની જરૂર પડે છે તેનો પણ વાંચકવર્ગ વિચાર કરશે. દીવાસળીનાં કેટલાં કારખાનાં હિંદુસ્તાનમાં છે તેનો હિસાબ સ્વદેશાભિમાની વર્ગને જ ખબર હશે. દીવાસળીને માટે કેટલું દ્રવ્ય પરદેશ ખાતે જતું હશે તે સુજ્ઞ વાંચકવર્ગના ખ્યાલમાં હશે. ઉપરની વાતને વિસારી આગથી કેટલા અકસ્માતમાં બીડી અથવા હુકકો પીનારની બેદરકારીથી અને અકસ્માત થવાને ખરેખર

સંભવ છે. અને થતા પણ હશે એમ મારૂં માનવું છે. અને આથી દ્રવ્યની હાનિ બાજુપર મૂકીને કેટલા જીવનો ભોગ અપતો હશે તેનો વિચાર ગુજરાતનો વષ્ણવ વર્ગ કરીને તમાકુથી દુર રહેછે. આ વિષય લંબાવવાથી વાંચક વર્ગને દુઃખ થશે. તેથી "વૈદ્યકલ્પતરૂ" ના નિયમાનુસાર શારીરિક ફાયદા ગેરફાયદા તરફ જવું એ વધારે ઉચિત છે તમાકુ સંબંધી આ પત્રમાં વખતો વખત ચર્ચા ચલાવવામાં આવી છે તોપણ એક વાર ફરીથી મારા તમાકુના શોખીન સજ્જન આ વાત ઉપર ધ્યાન દેશે એવી આશા છે.

શરીરને સૌથી મોટી જરૂર સ્વચ્છ હવાની છે, એ વાત કોઇ વાંચક બંધુથી અજાણી નથી જે ઋષિમુનિઓ માત્ર હવાને માટે જંગલમાં નિવાસ કરી રહેતા, તેમની સંતતિ હાલ ધૂમાડાના ગોટામાં મગ્ન રહે છે તે કેટલી પડતી દશામાં આપણે આવી પડયા છીએ તે બતાવી આપે છે.

તમાકુની ધૂણી પહેલાં મોંમાં જાયછે અને ત્યાં શી અસર કરે છે, તેનો વિચાર કરીએ. એક બાજુ દશ તમાકુના શોખીન સજ્જનને ઉભા રાખો અને તેમની નજીકમાં તમાકુનો ઉપયોગ નહિ કરનારને સરખાવો જે માણસો તમાકુનું સેવન કરે છે તેમના દાંત કેવા પીળા તથા જવાં કમતાકાત હોય છે તે સાધારણ માણસની નજરમાં આવી જશે. જરા ઉંડો વિચાર કરીશું તો જણાશે કે, દાંત એ શરીરનો મુખ્ય અવયવ છે. દાંત સિવાય પાચનક્રિયા કેવી નબળી રહે છે અને તેથી શરીર કેમ કમતાકાદ થાય છે તે મારા દાંત વગરના જુવાન બંધુ સારી રીતે જાણે છે.

ગળામાં ઘણા માણસને તમાકુના વ્યસનથી ચોરીઆ પણ સૂજી આવે છે, અને મોઢું દુર્ગંધથી હંમેશાં ભરેલું રહે છે.

ઘણા માણસોનું ધારવું એવું છે કે હુક્કો પીવાથી શરીરને નુકસાન થતું નથી; પણ આમાં એક મોટી ભયંકર ભૂલ છે. એક માણસ હુકકો પીને બીજા માણસને પીવા આપવાનો સાધરણ રિવાજ છે. આવી રીતે એક માણસનો ચેપી રોગ બીજા માણસને લાગુ થવાનો ઘણોજ સંભવ છે. દાખલા તરીકે વિલાયતમાં એક બાઇ મોંથી વાજુ વગાડવાના વાજાં વેચતી હતી, તે પોતે દરેક વાજાને વગાડતી હતી અને તેની પાસેથી તે પ્રમાણે કેટલાક ગ્રાહકોએ તે ખરીદ્યાં. થોડા દિવસ પછી કેટલાંક નાના છોકરાંઓનાં મોંમાં ચાંદીનો રોગ જોવામાં આવ્યો દાક્તરી તપાસથી માલુમ પડયું કે આનું કારણ જે બાઇ વાજાં વેચતી હતી તેના મોંમાં પણ આવીજ જાતની ચાંદી હતી અને તે વાજાં વાટે નાનાં છોકરાંમાં ફેલાઈ. આવીજ રીતે હુકકાનું પણ સમજવાનું છે. વિસ્ફોટક જેવા ભયંકર રોગ આવા અજ્ઞાનથી ફેલાવા પામ્યા છે.
ઘણા માણસોની ઉધરસની ફરિયાદ અને તે પણ કાપમને માટે જોવામાં આવે છે; સેંકડે પચીસ ટકા તમાકુ તથા ગાંજાના બંધાણીમાં તે મળી આવશે. આનું કારણ તમાકુના શ્વાસથી ગળાનો તેમજ ફેફસાનો સોજો છે.

લોહીને સાફ કરવાને માટે હવામાંના ઓકિસજન પદાર્થની ફેફસાંવાટે મુખ્ય જરૂર છે તેને બદલે આપણે તમાકુની ધુણીવાળો કારબોનીક એસીડ ગ્યાસ નામનો ઝેરી પદાર્થ હવા સાથે મેળવીને ફેફસામાં નાખીએ છીએ, જે લોહીને

સુધારવાને બદલે તેમાં વિક્રિયા પેદા કરેછે. ખરાબ લોહી જયારે નાની નાની નળીઓમાં ફરતું ફરતું હૃદયમાં જાયછે, ત્યારે તેની અસર કેટલાક જ્ઞાનતંતુમાર્ગે હૃદય ઉપર ઘણીજ ખરાબ થાય છે. એકદમ લોહીની ગતિ ધીમી પડી જાય છે અને હૃદયનું કામ ઘણુંજ અનિયમિત થાય છે. લોહીની ગતિ મંદ પડતાં શરીરના દરેક અવયવને પોષણનો પોતાનો વ્યાજબી હિસ્સો મળતો નથી. આથી કરીને અવયવો પોતાનું કામ ઘણી સારી રીતે કરવાનું ના પાડે છે. પાચન ક્રિયા મંદ પડે છે અને મગજ ઘણી શિથિલ શક્તિ ધરાવેછે કોઇ વખત હૃદયના દર્દીઓ તમાકુ પીતાં એકદમ હૃદયની ક્રિયા બંધ થવાથી મરણ પામે છે.

વાંચક ઉપરનો વિષય ખરો અથવા ખોટો સમજવો તે તમારી મરજીની વાત છે; પણ એટલું તો દરેકે કબુલ રાખવું પડશે કે, તમાકુ એક જાતનું શરીરને નુકસાન કરનાર ખરાબ વ્યસન છે.

મારા પરદેશના વસનાર મિત્રોનું એવું માનવું છે કે, તમાકુ પીવાથી શરીરને પરદેશનું પાણી લાગતું નથી; પણ આ વિચાર પણ ભૂલભરેલો છે.

કારણકે તમાકુમાં કોઇ પણ જાતનો શરીરમાં લાગુ પડેલા રોગને મટાડવાનો તેમજ અટકાવવાનો ગુણ જોવામાં આવતો નથી.

લોકમાન્યતા એવી પણ છે કે, હુકકાના પાણીમાં ઝેરી જંતુઓ મારવાનો ગુણ રહેલો છે. આ વાત પણ માનવાલાયક નથી; કારણકે હુકકાનું ગંદુ દુર્ગંધ પાણી જો થોડા દિવસ

એક જગ્યાએ રાખી મૂકવામાં આવશે તો તેજ પાણીમાં નાના નાના સૂક્ષ્મ જીવો પેદા થવાનો સંભવ છે.

તમાકુનો ઉપયોગ (ખાસ કરીને છીંકણીનો) બહારના તાજા જખમ ઉપર કરવામાં આવે છે. આના અનુભવ જે વૈદ્યશાસ્ત્રીઓએ સારી રીતે કરેલો હોય તેઓ વાંચકવર્ગને આ પત્રથી જણાવી ઉપકારી કરશે.

તમાકુનાં લીલાં પાન જો ગરમ કરીને કોઇ સોજાવાળા ભાગ ઉપર બાંધવામાં આવે તો તેનાથી જ્ઞાનતંતુઓના છેડા બહેર મારી જાયછે અને સોજાની પીડા કમી થાય છે.

ઉપરના એક બે બાહ્ય ઉપચારો સિવાય તમાકુ ખાવા અથવા સુંઘવાથી કોઈ પણ જાતનો ફાયદો જોવામાં આવતો નથી.

તમાકુનો ઉપયોગ તેના ગુણદોષથી નહિ પણ દેખાદેખી અનુકરણથી વધારે થવા પામ્યો છે. હાલ આ દુર્ગુણ નાનાં નાનાં છ કે સાત વરસનાં બાળકોમાં પણ ફેલાવો પામ્યો છે. બાળકોમાં દેખાદેખી અનુકરણ કરવાનો ખાસ ગુણ છે. તેઓ પોતાનાં માબાપનું ત્યાર પછી પોતાના સોબતીઓનુ અને શિક્ષકોનું અનુકરણ સારી રીતે કરે છે. ભલાં માબાપ ! જો તમે તમારી પ્રજાને શરીરે આરોગ્ય જોવાને ચાહતાંહો તો તમે પોતે આવા વીર્યને હરણ કરનાર વ્યસનથી દુર રહી. તમારા પુત્રોને તમારો દાખલો આપો. બાળકો તમાકુનું વ્યસન શીખ્યા પછી ટુંકીજ મુદતમાં ચોરીની વિદ્યા પણ શીખે છે. હિંદના સ્વદેશાભિમાની પુત્રો ! પરદેશી ચીજનો બૉયકોટ કરતા પહેલાં આવી સ્વદેશી ચીજનો બૉયકોટ કરતાં શીખવાનું વધારે અગત્યનું છે.

તમાકુ ખાવાથી પણ આવાંજ ગંભીર પરિણામો નીપજે છે. શરૂઆતમાં મોંમોં છાલાં પડે છે અને ત્યાર પછી જો તમાકુ ખાવાની ટેવ જારી રહે છે તો તેમાંથી જીભ અને ગાલ ઉપર કેન્સર નામનું એક મહાભયંકર દરદ થાય છે. આ રોગ કોઇ પણ ઉપચારથી સુધરતો નથી.

તમાકુ ખાનારના દાંત પણ જલદી હાલી જઇ પડી જવા પામે છે.

તમાકુનાં વ્યસનવાળા વખતો વખત એમ ફરિયાદ કરેછે કે, તેઓ વ્યસનથી દુર રહેવા પ્રયત્ન કરે છે, પણ તેઓથી તે બની શકતું નથી. ફરિયાદ તદન ગેરવ્યાજબી છે. તમાકુમાં એવો કોઇ ગુણ નથી કે જેથી ભૂખ અથવા તરસ ન લાગે. માત્ર તેઓ પોતાના મનને કબજામાં રાખી શકતા નથી.

જે કમનસીબ પુરૂષોએ થોડો વખત જેલની યાત્રા કરીછે તેઓ સારી રીતે જાણેછે કે, તમાકુ છોડવામાં કોઇ પણ જાતની અડચણ પડતી નથી. તમાકુને બદલે તેટલીજ કિંમતની ઇલાયચી, વરિયાળી અથવા દ્રાક્ષ જેવા કોઇ પદાર્થનું સેવન કરવામાં આવે તો તેનાથી કેટલો ફાયદો થાય !

લોકો એમ પણ કહે છે કે, કામ કરતાં કરતાં તમાકુથી બે ઘડી આરામ મળે છે. કેટલી આશ્ચર્યની વાત છે કે ઝાડની શીતળ છાંયામાં બેસવા કરતાં, દેવતા સળગાવવાથી તથા તેના ગરમ ધુમાડાથી માણસને વધારે આરામ મળે છે !

(વૈદ્યકલ્પતરુ" ના એક અંકમાં લખનાર:-જી. વી. પી.
સબ ઓસસ્ટન્ટ સર્જન)

———

# ગામઠી વનસ્પતીઓની ચહા.

તુલસી, કલાર, બીલી, લજામણી અને આંબો, આ પાંચે વસ્તુઓનાં પાન લઈ ( એમાં આંબાનાં પાન કુમળાં લેવાં ) છાંયે સૂકવી અધકચરાં કરી રાખવાં. ભૂખને મારનારી અને લોહીને બગાડનારી હાલની ચ્હાને ઠેકાણે આ આરોગ્ય દાયક અને વગરખર્ચે તૈયાર થતા ઘરાળુ વનસ્પતિઓના ભૂકાને થોડીવાર પાણીમાં ઉકાળવાથી જે ચ્હા તૈયાર થાય છે તે ભૂખ લગાડે છે, વાયુ હઠાવે છે, લોહી સુધારે છે અને એકંદરે વાયું, પિત, કફ, એમાંની કોઈ પણ પ્રકૃતિ વાળાને માફક આવે છે.

જેઓ ગરમાગરમ પીણાની કુટેવ નજ છોડી શકતા હોય તેમને માટેજ ઉપલી ઘરાળુ ચ્હાની સૂચના છે; નહિ તો માણસને માટે એકલું પણ ગરમાગરમ પાણી પીવું એ આંતરડાંને શેકીને નિર્બળ બનાવનારૂં છે પથારીમાંથી ઉઠયા પછી થોડા કોગળા કરીને લોટામાંનું રાતનું ભરી મૂકેલું અને તે છેવટે તાજું પાણી પણ એક પ્યાલો રોજ પીધા કર વાથી જે ઉત્તમ લાભ થાય છે, તેના અસધારણ ફાયદાઓ તો આ બાબતની અજમાયશ એક મહિનો ચ્હા અને બીજું ગરમાગરમ પીણું છોડીને કરી જોવાય ત્યારેજ સમજાય તેમ છે.

